## ચેતવણી

કર્તાની અનુજ્ઞા વિના આ સંગ્રહ-
માંનાં કાવ્યો કોઇએ કોઇપણ
જાતના સંગ્રહમાં લેવાં નહિ

અ૯૬૫
૪૯૧.૩૩
ગાંધી/
(પાંદિ)

૩।.૨૮=૫૦

પહેલીવાર • સંવત ૧૯૯૧

૩૨૦૯૦




પ્રકાશક • ઇન્દુલાલ ગાંધી • સમરસેટ સ્ટ્રીટ • કરાચી
મુદ્રક • ભૂપતરાય દવે • ઊર્મિ પ્રિન્ટરી • કરાચી

સ્વ૦ ભાઈ રમણલાલ ગાંધીને



કવિતાનો ઓળો બચપણ સરીખો જવ સર્યો,
સ્મિતોનો સંગાથી અચળ ધ્રુવતારો પણ ખર્યો.

દેશળજી

# હું કહું છું

ખંડકાવ્યોની બે નાનકડી પુસ્તિકાઓ—તેજરેખા અને જીવનનાં જળ-પછી, ટૂંકાં કાવ્યોનો આ સંગ્રહ હું પહેલીવાર પ્રગટ કરું છું.

આ અજાણી દિશા તરફ મારું પ્રયાણ શરૂ થયું ત્યારે, ભોમિયા તરીકે મેં એક વિચારને*-જેને મેં મારી કવિતાના ઉગમકાળે સિદ્ધાંત તરીકે પણ સ્વીકાર્યો હતો-ભારે સાવચેતી પૂર્વક સાથે રાખ્યો હતો. તે પછી તો અનેક વાવંટોળ અને અથડામણો વચ્ચેથી એ વિચારને પસાર થવું પડ્યું. મને પોતાને તો, આટઆટલું વીત્યા છતાં એ વિચાર જીવતો રહ્યો એટલા પૂરતો સંતોષ અત્યારે છે; કાવ્યપ્રવૃત્તિ એને અનુ-લક્ષીને જીવે છે કે કેમ એ તપાસવાનું કાર્ય વાચકો-વિવેચકોનું હોવાથી આ પ્રકાશન એમની આગળ રજું કરું છું.

વિવેચનાનો પ્રવાહ ગમે તે દિશા ભણી વહે, પ્રશંસા, સહાનુભૂતિ કે ધિક્કાર તરફ; હું તો એને પ્રેમની નજરથી જોનારો છું. નિષ્પક્ષપાતી વિવેચનાનું મૂલ્ય મારે મન બહુ ઊંચું છે. કેટલીક વાર ધિક્કાર પછી સહાનુભૂતિ અને પેલી સર્વોચ્ચ ગણાતી પ્રશંસા, ગુણશોધક વિવેચકમાં છેક પાછળથી પણ જન્મે છે. ગમે તેમ હો, કર્તાએ તો અંતરગમ્યા વિષયમાં ઓતપ્રોત રહેનારી બુદ્ધિને એટલું સમાધાન આપવાનું કે, 'જે કોઇ વિષયભણી તારી શક્તિ પ્રયાણ કરે ત્યાં વિજયને દોરવાનો છે. વિજય એટલે કામવૃત્તિ નહિ: એ તો સત્યાર્થ નહિ પણ કદર્થ છે. વિજય એટલે આત્માના અસંતોષ પછીના પુરૂષાર્થની સાધના, અને સિદ્ધિ સુધી પહોંચવાનો સંકલ્પ-અને તે પછીની સિદ્ધિનો પરમ આનંદ.'

---

*કવિતા એ તર્ક નથી, શબ્દોના ક્ષણજીવી થનગનાટે ય નથી; અંતરની પવિત્ર વિચારણાનું અતિ કોમળ છતાં પ્રાણવાન ભાવદર્શન છે.

ખૂબ વિચાર કર્યા પછી કાવ્યાંતે ટિપ્પણ જોડવાનો વિચાર છોડી દીધો છે. કવિતામાં રહેલી અવિશદતાને સુધારવા પુરતો જ એ યત્ન છે; કવિતાપ્રેમીઓ જાતે એટલો પરિશ્રમ ન લઇ શકે તો કવિતાનાં રૂડાં રૂપાળાં પુસ્તકને, હાથમાં લેવાનો કશો જ અર્થ નથી એમ હું માનું છું.

'ખંડિત મૂર્તિઓ' નામક કાવ્યના સંબંધમાં નોંધવાનું એટલું કે, અમુક વખત પહેલાં, આપણે ત્યાં ઘટેલી એક ચર્ચાત્મક ઘટનાના કેટલાક પ્રસંગો ઉપાડીને ઝૂલણાની પ્રવાહી દોરીમાં ગૂંથવાની શરૂઆત ૧૯૨૮ની પાનખરમાં કરેલી, પણ અર્ધે રસ્તે આવ્યા પછી વસ્તુગૂંફન નબળું લાગવાથી-સાચી રીતે એ ઘટનામાં કોઇ કાલ્પનિક તત્ત્વ ઉમેરવાની અશક્તિ પણ ખરી-લખવું પડતું મૂકેલું. અચાનક સાત વર્ષ પછી-ગયા ડિસેમ્બરમાં-હાથમાં આવ્યું ત્યારે, એની પરમ્પરિત ઝૂલણાની એકધારી સ્વરગતિને આધીન થઇને શક્ય એટલા સુધારા સહિત પૂરૂં કર્યું છે.

પ્રત્યેક કાવ્યની ઉપર લઘુગુરૂદર્શક ચિહ્નો મૂકવાનો આગ્રહ શરૂઆતમાં રાખ્યો હતો પણ પાછળથી તેમ બની શક્યું નથી.

સંગ્રહને સચિત્ર કરવામાં જે ચાર* -ચિત્રકાર, પ્રકાશક-મિત્રોએ મમતાભરી સહાય મોકલાવી છે તે માટે તેમનો હું અત્યંત ઉપકાર માનું છું.

ઇન્દુલાલ ગાંધી

૫ જુન ૧૯૩૫

*શ્રી બચુભાઇ રાવત, ચાંપશી ઉદેશી, કનુ દેસાઇ, મગનલાલ ત્રિવેદી.

# ગૂં · થ · ણી

| સચિત્ર કાવ્યો | સમય | સુશોભનકારો |
|---|---|---|
| શ્રદ્ધાની વાણી | ૧૯૩૨ | કનુ દેસાઇ |
| ફુલજાહ્નવી | ૧૯૩૩ | કનુ દેસાઇ |
| એકતારો | ૧૯૩૩ | મગનલાલ ત્રિવેદી |
| ખંડિત મૂર્તિઓ | ૧૯૨૮-૩૪ | કનુ દેસાઇ |

# શુદ્ધિ

| | | | | | | | | |
|---|---|---|---|---|---|---|---|---|
| પૃષ્ઠ | ૨ | ઉપર | આઠમી | લીટીમાં | ઈષ્યાને | બદલે | ઇર્ષ્યા |
| ,, | ૨૫ | ,, | ૧ લી | ,, | નૃત્યુનું | ,, | નૃત્યનું. |
| ,, | ૨૯ | ,, | ૬ ઠ્ઠી | ,, | નીરભર્યા | , | નીરભર્યાં |
| ,, | ૪૮ | ,, | 13 મી | ,, | જનની, તેં તનુજને | ,, | તનયાને જનની, તેં. |
| ,, | ૪૯ | ,, | ૨ જી | ,, | કે | ,, | કૈં |
| ,, | ૫૨ | ,, | ૭૪ મી | ,, | પ્રભાત | ,, | પ્રભાતે |
| ,, | ૫૫ | ,, | ૧૮ મી | ,, | વેદન | ,, | વેદના |
| ,, | ૬૩ | ,, | દસમી | ,, | વિશામો | ,, | વિસામો |
| ,, | ૬૪ | ,, | તેરમી | ,, | પાડોસણ | ,, | પાડોશણ |
| ,, | ૭૬ | ,, | ૬ ઠ્ઠી | ,, | સૃષ્ટી | ,, | સૃષ્ટિ |
| ,, | ૭૯ | ,, | ૧ લી | ,, | ભર્યું | ,, | ભર્યું |
| ,, | ૮૧ | ,, | ૧ લી | ,, | પરમ્બરિત | ,, | પરમ્પરિત |
| ,, | ૮૬ | ,, | ૧૨૭ લી | ,, | એરડે | ,, | ઓરડે |
| ,, | ૮૭ | ,, | ૧૪૨ મી | ,, | નીતિના | ,, | નીતિનાં |
| ,, | ૯૦ | ,, | ૧૯૬ મી | ,, | ચિત્તને ? | ,, | ચિત્તને ! |
| ,, | ૯૫ | ,, | ૯ મી | ,, | બીચારી | ,, | બિચારી |
| ,, | ૯૬ | ,, | ૪ થી | ,, | રહ્યા. | ,, | રહ્યો. |

# ઘા

શિખરિણી

પ્રહારે વાણીના નિત જગવવા તું મથી રહ્યો,
'નહિ ઊઠું;' એવી શિશુહઠભરી જાગ્રત મને;
ન જાગ્યો, ના સૂતો નયનમીંચી હું તો પડી રહ્યો.

નહિ માન્યું તેથી, ચરણ હળવાં સ્હેજ કડવાં
થયાં, ને વાંસાની ખબર લઇ લીધી પલકમાં !
હસ્યો હું નીરાંતે જરી ય કડવો ભાવ ન લહ્યો
વળ્યો ઘા, કે, તારી કઠણ પગપાની ચુમી રહ્યો.
ફરી આવી લાતો કમર, પગ, વાંસે, મુખ પરે,
કૃપાનિધિ તેં તો, નિધિસકલ હું પે જ ઠલવ્યો !
પિતા, હું રોગીથી જખમ જીરવાશે કયમ નવા ?
ન જોયું તેં કાયા કયમ ઉઠી શકે, ને નમી શકે ?

ન ઊઠાયું તો યે નયન અડકાડયાં ચરણને,
હજારો વર્ષોના શ્રમિત પગ તારા ધુળભર્યા;
જલે ધોયા, લુછ્યા મુદિતમનથી, પાંપણવતી.

ફેબ્રુઆરી ૧૯૨૯

# શું આપુ ?

સ્રગ્ધરા

સંધ્યાનાં દ્વાર સુધી ચરણ ઘસડતો હું પહોંચીશ તાત !
લંબાવી પાય તારા ઘડીક પણ મને મેલવા શ્વાસ દેજે;
પથિક પ્રિયગણી શિશને અંકલેજે.

બીણાના તાર જેવી થરથરતી કરી સ્તબ્ધ રોમાવલિને,
આમંત્રું ચેતનાને સકલ રસ મહીં તાહરૂં ગાન ગાવા;
જીવનરસકલા સર્વ ત્હેલાં ધરાવું.

ના, ના, એવું કશું યે લગીર પણ તને અર્પવું આજ મારે,
હૈયાના ગૂઢ મંત્રો અગળ વિષભર્યા કે અણૂઝેલ ઇર્ષ્યા;
ચરણકમળમાં અર્પવાની મહેચ્છા.

ઓગસ્ટ ૧૯૩૧

# શ્રદ્ધાની વાણી

· હરિણી ·

પરણ ખખડે, પંખી જાગે; કરૂણ સુકંઠથી
વિજન વનને છાઇ દેતાં, વિરાટ જગાડતાં:
અકલ વ્રણની તંદ્રામાંથી અચાનક જાગતાં
અધીર બની હું ગાવા માંડું પ્રકંપિત કંઠથી.

હૃદય ફફડે, જાગી ઉઠે; સ્વરે સ્વરના થરો,
થિર જીવનને ડહોળી નાખે ચિરંતનચિંતનો;
શિથિલ બનતી આશા જંપે અગોચરમાં છતાં
અધઉઘડિયાં નેનો અંખે પતંગ પ્રભાતનો.

અલખભરીને તું શા કાજે વૃથા દ્દગ પાથરે ?
રતન ઉરનાં ખોવાયેલાં ફરી મળતાં નથી;
હૃદય ઠલેવી આંસુવાટે ધરા શીદ ભીંજવે ?
કુસુમ ધૂળમાં રોળાયેલાં કદી ખિલતાં નથી.
રુદનપડખે બેસી, શ્રદ્ધા તજી અવતારની,
મધુર વચને પંપાળે છે મનુકુલ ઘાવને.

તિમિરપડની ઓથે બાપુ, ભલે મુખ સંઘર્યું
તુજ વદનની રેખા કુંણી કદી ય ન વીસરું,
ગગન રમતા તારામાંથી ભરું તુજ હાસ્યને
મૃદુ હૃદયને પાંખો આપી તરું અવકાશને;
અવર ફુલડાં મારાં કાજે અહીં હસવાં નથી,
રુદન વિણ હૈયાંએકાન્તે કશું કથવા નથી.



પવન બસુરા વેગે આંહી ભલે અથડાય ને,
નદી ઉલટતી ઘેરા નાદે ભલે જલમેઘની;
પણ ન ડગશે હૈયું મારું તને રટતાં કદી
સકલદિશને ઢંઢોળીને કરું સ્થિર મેઘને !

સ્મૃતિજીવનને પાનેપાને પ્રકાશની પ્રેરણા
અબલ ચિતને દોરી રહેતી, અબોલ નિમંત્રણા;
જલદ ફટકા આણું હૈયું ઝીલી કયમ તે શકે ?
હૃદય પરથી આંસુ જેનાં, કદી ન વહ્યાં હશે.
મરણ જીતવા તેં શ્રદ્ધાને કરી હતી સાબદી
સુરભિભરિયાં તારાં વેણે વસુમતી મ્હેકતી;
રજનીવસનો છોડી, જાવા અરુણની મ્હેફીલે
ઉડુગણ ભમે તારી પૂંઠે નવું રૂપ પામવા.

અધીર ડગલે વાયુ ડોલે ગતિ હળવી કરી
મધુર શબ્દે પંખી બોલે ધીરાં ડગલાં ભરી;
ગગનપટમાં જેવા રંગો ઉષા નિત પાથરે
નયનભરીને એવાં તારાં મધુ સ્મરણો તરે.

# ગુજરાતી સાડી

· અનુષ્ટુપ ·

પ્લેટફૉર્મ તણી મધ્યે, રૂપાળી ગોતી પાટલી,
બેઠી'તી ચાર કન્યાઓ ગાડીની વાટ પેખતી;
બંગાળી, સિંધી, પંજાબી ચોથી દક્ષિણની હતી
માંહોમાંહે લડી રૈ'તી વાતોમાં પ્હેરવેશની.

પડીકું જેમ દોરીથી, બંધાઇને પડી રહે,
તમે યે એમ બાંધો છો સાડીથી અંગઅંગને;'
સિંધીબ્હેને કહ્યું પેલી બંગાળી બ્હેનને ધીમે.
'રૂપાળા અંગને આવી, પ્હોળી સુર્વાલ ઓઢણી
પ્હેરાવી શીદ ગાજો છો ?' બંગાળી બ્હેન ઉછળી.
'ધારીધારી નિહાળી લો' દક્ષિણીબ્હેન બોલવા
લાગી ને, હાસ્યને એણે છુટ્ટું મૂકયું વિતાનમાં;
'પુરુષોના પ્રતિસ્પર્ધી જેવો આ વેશને જરા,
એવી ઇજાર ને એવું પ્હેરણ, વેંતચૂંદડી !'
'તમે તો ખૂબ શોભો છો વાણીમાં ને વિચારમાં
પરિધાને કરી બેઠાં શામાટે ભુલ આવડી ?
તેર હાથતણી સાડી કછોટામાંજ સંઘરી !'
દક્ષિણીબ્હેનશું પેલી પંજાબીબ્હેન આથડી.

દેખાણી દૂરથી ગાડી પ્લેટફૉર્મ રહ્યું ધ્રુણી
ઊભીથૈ ચાર કન્યાઓ બાંધેલી વસ્તુઓ ગણી;

એવામાં ગાડીનું ખુલ્યું દ્વાર, ને ટ્રંક ઊંચકી,
વ્યક્તિત્વે ઓપતા વેશે, કન્યા ગુર્જરદેશની
ઉતરી, સાડીને છેડે વાયુને ફફડાવતી.
ઝંખવાણી પડી પેલી કન્યાઓ ચાર દેશની,
માંહોમાંહે લડી'તી જે વાતોમાં પ્હેરવેશની.

૧૯ માર્ચ ૧૯૩૪

## અલકલટ

• અંજની •

કુંજકુંજ ફુલડે છલકાણી,
વનવન ગૂંથી કોયલવાણી;
ઉષા આજે શે હરખાણી
નયનતટે ભમવા ?

શિશિર ગઇ શિતલતા તાણી,
વસંતની મધુરપ વેરાણી;
પણ આ કળીઓ શે ઉભરાણી
અલકલટે રમવા ?

ફેબ્રુઆરી ૧૯૩૦

# કુલજાહ્નવી

' મિશ્રોપજાતિ '

## ખંડ પહેલો

અશ્રુ, વ્યથા, શ્વાસ ભર્યો ઉતાવળો
દોડી ગયો રક્ષક રાણીવાસમાં:
શબ્દો ગયા એ ગૂંચવાઇ શ્વાસમાં,
પ્રવેશતાં ઉંબરમાં પડી ગયો.
સંદેશી ઊંડા વ્રણને સહી રહ્યો,
'થયું છ શું? કોણ પડયું?' ધ્વનિ થયો.



આક્રંદમાં — અશ્રુતણા પ્રવાહમાં
ખેંચી ગયો એ નિજને, અનેકને:
દોડી રહ્યા થૈ ભયભીત ચાકરો
જોવા મળ્યાં સૌ મૂરછિત દૂતને.
કહ્યું: હતું જે કથવાનું અશ્રુએ,
પ્રેક્ષી રહ્યું રુદન કાલચક્ષુએ.

પૂજા મહીંથી પગલે ઉતાવળે
ઊભી પૃથા આવી સરોષ દ્વારમાં:

ભેળી થતી રક્ષકમેદની કને
'થયું છે શું?' પૂછી રહી પળેપળે.
મૂર્છિત એ દૂત અશુભ કૈં લવે
બન્યું હતું જે કુરુક્ષેત્ર-ચક્રવે.

રેલી રહ્યો સાગર આર્તનાદનો
ગૃહેગૃહે રાજ્યમહેલ ચોતરેઃ
ભેદી દીવાલો ચઢતો અટારીએ
ચિત્કાર ચાલ્યો અવકાશ ચીરતો.
કુંતી હતી તેમજ કાં ઊભી રહી?
શબ્દો વિનાની કરુણાની મૂરતી!

ગયો અભિમન્યુ અનંત લોકમાં
અલભ્ય એવો જય યુદ્ધનો વરીઃ
અલક્ષ્ય એવો પથ મૃત્યુનો તરી
સંકેલી આશા, પરિતાપ શોકમાં.
આશ્વાસનો કેમ અડે ન ચિત્તને?
ઝાંખી રહી શું દૂરનાં ક્ષિતિજને?

અનુચરે સર્વ કથા કહ્યા પછી
પૂછી પૃથાએ જનલોકવાયકાઃ
અકથ્ય પીડા ઉરમાં ભરી છતાં
જંપી ઘડી પાંડવ કુલજાહ્નવી.
રુંધાયલા કંઠ થકી અનુચરે
ધર્યું ઘૃણાદર્શન માતૃઅર્ચને.

"કૃષ્ણે પ્રભુતાની વરાળ રક્ષવા
હૈયાં પરે ગોઠવી વજ્રઆંખડીઃ

હણ્યો સ્વસાપુત્ર સુમુગ્ધ જીવવા
સંજીવની શી તરછોડી રાખડી.
આશિષ જેને હતી કુંતી માતની,
રક્ષા હતી દેવ તણી જમાતની.

"સાથે હતો વીર સુપુત્ર ભીમનો
તોયે પડ્યો તર્કટમાં મહારથી:
કર્ણે ભરી કૃત્રિમ કીર્તિ આરતિ
વિપ્રે પીવાડ્યું વિષ દર્પનું પછી.
રક્ષા ફગાવી અભિમન્યુ ઉપરે:
'યોદ્ધા કને સૂત્રની દોર શું કરે?'

"સાથી અતિ આર્જવ શબ્દ ઉચર્યો
સંરક્ષવા રક્ષકચિહ્ન રાખડી:
જયન્ત શો વીર જુવાન એ ઘડી
હુંકારનો વેણ વદી હસી રહ્યો.
ફરી કથા તર્કટની ખૂણે ખૂણે
સૌ વિપ્ર રૂપે સરજે છ કુપ્રાણે!

"સંગાથીએ યુક્તિ કરી અજાણતાં
રક્ષા ફરી બાંધી ધનુષ્ય ચિહ્નને:
એ ચિહ્નથી મૂષક સાથ ખેલતાં
તોડી ફગાવ્યું ફરી સૂત્ર તુચ્છને.
રક્ષા ઊડી દૂર પડી અદર્શને
કાપી પછી દોર ધનુષ્યની ધીમે.

"કોઈ કહે મૂષકનું ગજું નથી
એ હૃત્ય કારામતિનાં નરેશનું:

32090

જેણે ધર્યું છત્ર અનેક વેશનું
ગીતા પીવાડી થઈ પાર્થ સારથિ.
  પ્રભુ હતી વિશ્વજ્વલંત વીરતા
  સંસારને આપી કલંકની કથા."

ક્ષત્રાંત ટૂંકો કહીને અનુચરે
અશ્રુ ભર્યાં પુનઃ દયાર્દ્ર નેત્રમાં:
કૈલાસનું શિખર વજ્રથી પડે
એવો થયો ભીષણ નાદ ક્ષેત્રમાં.
  વસુંધરાનાં નવ ખંડ કંપિયા
  આકાશ વાયુ ભયથી ઠરી ગયા.

(ચિત્ર)

પરંતુ કુંતી અતિ સ્થિર દૃષ્ટિએ
અંતે ચિત્તે પી રહી તીવ્ર વેદના:
નિઃશ્વાસ ખેંચ્યો જરી ના ઉતાવળે
ચાળી રહી એ ભૂતને ભવિષ્યમાં.
  સાક્ષી બની વિજયી વર્તમાનની
  ભાવિ તણાં કૈં પડદા ભરી રહી.

વિચાર્યું એણે: ભવિષ્યના હાથનું
સુસંપનો સૂરજ ઘેર લાવશે:

કૃષ્ણે હણ્યો પુત્ર પ્રતાપી તોય શું ?
જીવંત મૃત્યુ જીવવું ન સોહ્યલું.
પ્રસન્ન ચિત્તે જનની નમી રહી
સંકેલતી કિરણવેલ સૂર્યની. ૮૪.



## ખંડ બીજો

મંદિરના દીપક-ગોખ-આસને
પડ્યું હતું એક કુરૂપ કોડિયું:
સંકોરતું ચેતનહીણ ખોળિયું
ધરી રહ્યું અંજલિમાં પ્રકાશને.
એ કોડિયાની કરુણાન્ત જ્યોતને
જોઇ રહી યાદવી સ્થિર લોચને.



છુટ્ટા હતા કુન્તલ સ્કન્ધ ઉપરે,
ને નેનમાં ઘેન હતું વિષાદનું :

અશ્રુભરી પાંપણની કટોરીએ
કૈં યાચતી સુખ કરી દયામણું
નથી નથી લોચન રે વિષાદને:
ઢળી પડી પાંપણ મૌન રુદને

એ યાચનામાં હતું હાર્દ માતનું,
કલ્યાણની મંગલ વાંછના હતી:
ને અંતરે ચિંતન ભૂતકાલના
બેસી ગયાં ખેસવી વર્તમાનને.
વાત્સલ્યનો દિવ્ય ધ્વનિ પ્રસારતી
વાગી રહી ભીતર પૂર્વ આરતી.

પ્રસૂતિની આંતર વેદના સમે
બેઠો હતો કૃષ્ણ નજીક બ્હેનની:
શિખાવતો ગૂંથણી ચક્રવ્યૂહની,
ગણાય જે ઉત્તમ અંગ યુદ્ધનું.
પડી હતી નિંદર માંહી બ્હેનડી,
એ યુદ્ધદીક્ષા નિજ ગર્ભને વરી.

જાગી સુભદ્રા સ્મૃતિતંતુ જાગતાં
એ વ્યૂહનું આદ્ય સ્વરૂપ પૂછતી:
એ વ્યૂહની અંતકડી ઉચારતાં
થંભી ગઇ કૃષ્ણની જીભ કંપતી.
ઝાંખી રહી ગંભીર લોચને સ્વસા,
પામી નહિ માધવની મનોવ્યથા.

પક્ષ્મો પરે કંપ હતો વિચારનો,
ને મુખભાવે પ્રગટેલ વ્યગ્રતા:
રાતાં થએલાં નિજ કૃષ્ણ લોચનો
દોડી રહ્યાં દૂર ભવિષ્ય ભેદતાં.
જતો રહ્યો માધવ ગૂંચવાઇને,
પૂછી શકી બ્હેન કશું ન ભાઇને.

·

તે ગૈ હતી પુત્ર રણે સિધાવતાં
સુદર્શને, યાદવકુલચંદ્રને:
એ સ્પંદનો, એ મુખભાવ, વ્યગ્રતા
વાંચેલ આજે ફરી કૃષ્ણ-લોચને.
આશિષ એમાં હતી ના જયંતને
આશ્વાસને ના હતું રંક બ્હેનને.

વિચારનાં તિમિરમાં ઉતાવળે
દોડી સુભદ્રા નિજ પંથ પેખતી:
ઠરી ગઇ જ્યોત અનિલફૂંકથી,
નિઃશ્વાસતી ભાવિતણી અમૂઝણે.
ખરી ગયાં દર્શન ભૂતકાલનાં
આવી ઊભી યાદવી વર્તમાનમાં.

સંજીવની જ્યોત વિલીન થૈ જતાં
બની ગયું આસન શૂન્ય જોખનું:
અશ્રુ ભરાયાં નયણે અજાણતાં
તૂટી ગયું દર્પણ દિવ્ય શોકનું.

હથેળીઓની કરી કર્ણ-ઢાંકણી
શુભંકરી તર્ક કરે છ માવડી.

અચિંતવ્યો કાલ તણો મહાધ્વનિ
આવી પડયો અંતરની પછીતમાં:
ધ્રૂજી ઊઠી થાંભલીઓ આવાસની
કંપી જનેતા ભયભીત ચિત્તમાં.
બેબાકળી દોડી ગઇ ગવાક્ષમાં,
શોધી રહી કાંઇક અંતરીક્ષમાં.

સરી જતી સાંધ્યની દોર પાતળી
થંભી જરા અંજલિમાં વિરાટની:
એ તેજમાં નેત્ર પ્રકાશ બેવડી
યાચી રહી હૈં વરદાન યાદવી.
'સંરક્ષજે જીવનગ્રંથી સૂત્રની,
દૃષ્ટિ થજે મા! જયવંત પુત્રની.'

દિશામુખે કાજળરૂપ ઊતર્યું,
શબ્દો ગયા ઓગળી અંધકારમાં:
ગૈ જાગૃતિ અશ્રુતણા પ્રવાહમાં,
આકાશ જાણે ધરતી પરે નમ્યું.
વ્યથા અનામી જનની વિમાસતી
પડી રહી નેત્રકમાડ વાસતી.

વાગી રહી આર્ત સ્વરે ઊતાવળે
આકંદભેરી દિશદિશ ભેદતી:

ઢંઢોળતી શુદ્ધિવિહીન માતને
અનિષ્ટ કૈં યુદ્ધ તણું ઉચારતી.
હતું નહિ ભાન કશું અચેતને
જોતી હતી જાહ્નવી કાલસ્વપ્નને.



દીઠાં હશે લોચન મૃત્યુનાં તમે
ફુત્કારતી કાલ ભુજંગની ફણા:
એ ફૂંક, એ લોચનથી બિહામણા
ઓળા પડ્યા વિકૃત પૃથ્વીઆસને.
વીંટી રહ્યો એક ધ્વનિ વિરાટને:
'ખરી ગઇ પિચ્છકલા શકુન્તની
ઢોળી ગયો ચંદ્ર મધુર ચંદની.'



ખંડ ત્રીજો

સૌન્દર્યનાં જૂથ જઇ શિવાલયે
સૌભાગ્ય મોંઘાં વરદાન યાચતાં:
ગવાક્ષની દેરડીએ ગૃહે ગૃહે
કસ્તુરીનો દેવસુગંધ છાંટતાં:

હથેળીઓ દીપકકોડિયાં ધરી,
સ્ત્રીઓ ઉતારે ઉતરાની આરતી.

કુંકુમની સ્વસ્તિકવેલ ચીતરી
મંદિરનાં દ્વાર મહીં સુલોચને:
જોતી ઊભી મારગ મીટ પાથરી
જ્યોતિ: કલા શી રૂપરાણી ઉત્તરે.
જેનાં ઉરે સ્વપ્ન વસેલ સ્વર્ગનાં,
સહી શકે દિવસ શેં વિયોગના ?

ગુરુ અગત્સ્યે જડતા ઉલેચવા
પીધો હતો સાગર અંજલિ મહીં:
માણી હતી એમ સહસ્ર રાત્રિઓ
સંસારની, એક જ. રાત્રિએ ચઢી.
દામ્પત્યનાં શાસ્ત્ર અનેક એ ઘડી,
વાંચ્યાં હશે લોચનલોચને મળી.

આકાશગંગા પરથી ઉતાવળી
ખસી ગઇ વાદળછાંય પૂર્વમાં;
જરા છવાયું શીત ઉગ્ર સૂર્યમાં
ઊડી રહી પશ્ચિમ સાંધ્યચૂંદડી.
તંદ્રા મહીં મુખ પતિનું સુંદરી,
શોધી રહી નિર્મળ અશ્રુઓ ધરી.

કંપારી જેને ગત રાત્રિસ્વપ્નની
શમી નથી અંતર, અંગઅંગમાં:

આશ્વાસને મૂક બનેલ માનની
ફરી ચઢી સ્વપ્નતણી કમાનમાં.
એ સ્વપ્નનો રાક્ષસ આંહી ઊતર્યો,
સંતાપ એનાં ઉરને દહી રહ્યો.

તરી રહ્યા કૈંક અબોલ યાત્રિઓ
સજોડલે તેજ તણાં સરોવરે:
ત્યાં આભથી દૈત્ય કરાળ ઊતરે
ડુબાડવા સુંદરતાની હોડીઓ.
ડૂબી ગયાં કૈં સુકુમાર દંપતી,
જાગી ઊઠી સ્વપ્ન મહીંથી યુવતી.



નિ:સ્તબ્ધતા કોરી રહી છ ચિત્તને,
એમાં પડે ક્રૂર ધ્વનિ વિષાદનો:
સર્જાયતું સ્વપ્ન કરુણ અંતને
થંભી ગયાં કેમ મધુર: વાદનો?
દોડી ગઇ મંદિર માંહી ઉત્તરા,
એને જણાઇ ફરતી વસુંધરા.

નેત્રો ઉઘાડી નિરખે છ યૌવના,
અડી કરાંગુલિ શિથિલ અંગને:
સંચારિકા કોઇ પડી અચેતને
કરી રહી છે નિજ પાદવંદના.

જલ્પી રહી ઊંઘ મહીં વિનાશને
કલ્પી, સતી ત્યાંજ ઢળે છે મૂર્છને.

સાથે સુભદ્રા લઇ કુંતી માતને
આશ્વાસને પુત્રવધુ કને જતી:
હૈયાં પરે વજ્રશૃંખલા વતી
બાંધેલ જેણે નિજ અશ્રુપાતને
મંદિરનું આંતરદૃશ્ય નિરખી,
પાષાણમૂર્તિ ગઇ કેમ એ બની?

મયૂરની પિચ્છકલા શી મૂર્છિતા
પડી હતી ભોંય પરે પીંખાઇને;
મંદિરની થાંભલીએ લપાઇને
રડી રહી કોઇક દ્વારરક્ષિકા:
આકાશછત્રી સરખા મહાલયે
કારુણ્યનો સાગર કોણ ઘૂઘવે?

નિશ્વાસતી શ્વાસ ભરેલ અંતરે
આવી સુભદ્રા પગલે ઉતાવળે:
આલિંગતી, અશ્રુપ્રવાહ ચૂમતી,
પંપાળતી પાંપણ અંગુલિ વતી.
કુંતી અતિ આર્જવતાભરી દૃગે
ઝાંખી રહી તેજભર્યાં લલાટને.

અશ્રુ હતાં? ના; ન દયા, ન ક્રૂરતા,
શ્રદ્ધાભર્યું મુખ ગભીર ગૌરવે:

શાંતિ હતી દિવ્ય પ્રભાશી અંતરે
સરી પડ્યા શબ્દ વહેલ સ્થિરતા:
આશિષ દે માત પ્રસન્ન અંતરે,
વિરશ્રીથી સ્વર્ગ સમગ્રને વરે
પુરુરવાશો વ્રજ સ્વામી ઉત્તરે!

મીંચાયલી પાંપણ સ્હેજ ઊંચકી
જોઈ રહી પાવન દૃશ્ય ચિત્તરા:
જીહ્વા ઉપાડે નવ કેમ શબ્દને?
કંપિત ઓષ્ઠો ફફડી રહી ગયા.
હતું નહિ કામ કશુંય શબ્દનું,
ફરી વળ્યું મૌન અપાર દર્દનું.

થતું હતું નિર્મળ તેજ પાતળું
તારાગણોનું ઘનઘોર રાત્રિમાં:
પામી અનુકંપ અનિલ ઊડતો
કંપાવતો અંતર અશ્રુ ભીનું.
ત્રિમૂરતી પાંડવ કુલ-જાહ્નવી
ચોફેરની હૂંફ મહીં પડી રહી.

(ચિત્ર)

૧૯૩૩.

# અખંડલીલા[1]

• મિશ્રોપજાતિ •

વસંતના પાલવ શી તરી રહી
તખ્તા પરે રંગછટા પ્રકાશની,
છટા મધુરી અરધીક ઊઘડી,
ત્યાં ફૂંદણાંકોર રચી કમાનમાં
છાઇ રહ્યું દર્શન મૂક બે ઘડી.

એ ફૂંદણે અમૃતના સ્વરો ભર્યા
ગૂંજી રહી મંગલ સંગીતા રતી,
સ્વરે સ્વરે જીવન જાદુની તર્યાં
વૃંદાવને પ્રેમની બંસી વાગતી.

ાકાશની ફૂદડીએ, પ્રકાશની
નેક રેખા ભરી અંતરીક્ષમાં,
ભા અને રંગની મૌનમૂર્તિ
પધારી શુચિદર્શના હલા,
જતી પાંપણ ઊચકું ત્યાં;
ુલિનાં નર્તનમાં પડી કલા.
પડી અંગુલિનર્તનોમાં

[1] મંડળીનું 'રાધાકૃષ્ણ' નૃત્ય.

૧૯૩૩.

ને નર્તનો ચિંતનતાર ઝીલી
ભળી ગયાં ગોકુલકીર્તનોમાં.

વાદિત્રનું કોમલ ઉરગાણું,
ચડી ચડી ખાય પતંગહીંચકા;
સ્વરો, સ્વરોમાં અથડાઇ ગૂંજતા
'ઉરે વસી અમૃતબંસી રાધિકા.'
બંસીસખિની વિમલાસુરાવલિ,
વેરી રહી અંતરની નિમંત્રણા,
'પધાર સૌન્દર્યની વિશ્વશૃંખલા!'

હથેળીઓ રંગભરી નચાવતી
આવી ઉભી ભુવનમોહિની ત્યાં;
શિરે ધરી ગોરસની મટુકી
લ્હેકંતી ચાલે લલના પધારતી.

આછી, વણી કેસરઓઢણીમાં.
કાયા તણી વેલ કળાય પાતળી;
શોભી રહેલા હૃદય, બુટ્ટીવેસરે
પળે પળે પાય, ફરંત ફૂદડી.
લજ્જાભરી શી નમતી લજામણી,
છેડો ધરી મુખપરે હસી રહી.

પ્રકાશનો રંગ વળી ફરી ગયો
ને ફૂંદણાં તિમિરમાં છુપાયાં.
મટુકીને અંગુલિઓ વતી તળે
ઉતારતી હું નિરખું છ રાધા.

ફરી લઇ ચક્કર દીર્ઘ નૃત્યનું
ધીરે ધીરે કૃષ્ણસમીપ આવતી,
મૃદંગ પામી ઉર રાધિકાનું
બોલે 'કરુણેશ, હું ઉર આપનું.'
મૃદંગને ઉત્તર આપવા બધી,
સુરાવલીઓ ઝણકે સભાનમાં;
'વરંબ્રુહિ'ની અતિ સ્પષ્ટ વાણી
વીણા મહીંથી પ્રસરે વિતાનમાં.

નમ્યો કટિઉપર દેહસ્તંભ
ચર્ણો સજોડે જકડાઇ ઉભાં;
કદંબની કોમલ ડાળખી શા
રચી રહ્યા હાથ વળાંકની છટા.
નમી રહ્યું શિર અને નમી રહ્યાં
સુલોચનો કૃષ્ણની પાદુકાને,
પ્રજ્ઞાવશેષે પ્રગટાવી રૂપને
કરી રહી પ્રેમપ્રણામ રાધિકા.

બંસી તણા સૂર ભળે છ ભક્તિમાં
ને પાયઠેકે પલટાય પ્રાણ;
રાધા કનૈયો ચડી એક તાનમાં
આરંભતા ગંભીર વિશ્વગાન.
જ્યાં કૃષ્ણની બંસી મધુર વાગશે
ત્યાં નાચશે અંગુલિ રાધિકાની;
પુરુષ ને પ્રકૃતિ નિત્ય જાગશે
અખંડલીલા રચવા વિરાટની.

પ્રકાશ વીંટાઇ ગયો, બધાં ગયાં
આવ્યો ઘરે હું તરતો તરંગને;
ક્યાં કૃષ્ણ? ક્યાં યૌવનમૂર્તિ રાધિકા?
ક્યાં હું મજુરી કરનાર માનવી!
ખૂંચી રહી શૂન્ય પથારી અંગને.

ફેબ્રુઆરી ૧૯૩૩

## એકલો

• પૃથ્વી •

ઉભો થઇ ગયો જુવાન–
અને ધરણીપે પછાડી કડીઆળી ને એકલો;
સુવા, લગ્નભીગોહ, અંતરજનોની જાળો તજી,
ક્ષણિક કીરતિ ફગાવી, કચડી, કરી છિન્નભિન્ન,
હસતો ગયો એકલો.
નવું જીવન શોધવા, જગતને કશું બોધવા.

૧ જુલાઇ ૧૯૩૩

# અર્ધનગ્ના

• સ્રગ્ધરા •

‘પ્રજ્ઞા, પ્રજ્ઞા!’ હલાવ્યાં, સકલબલકરી બારણાં અર્ધ જૂનાં
‘હું સૂતી છું.’ છવાયો ફરીફરી સઘળે કારમો અંધકાર;
આ અંધારું? નિરાશા? મગજ ફરી ગયું; દ્વારને લાત દીધી
‘સાથી ચાલ્યા અગાડી, ચરણ ઘસડતો કેમ આંબીશ એને?’
ત્રાડે, પાદપ્રહારે સદન ધ્રુણી રહ્યું, બારણાં બેઉ તૂટ્યાં,
તૂટેલાં બારણેથી હૃદયવિજભરી, શ્વાસ ખેંચી પ્રવેશ્યો.
એ ઊભી થૈ સફાળી નયનભયભીતા, અંગના, અર્ધનગ્ના.

‘આવો’ એની મધુરી, અમૃતવચનશી પ્રાર્થના દર્પછેદી,
કર્ણે ના સાંભળી કે, હૃદયમહીંભરી; હું રહ્યો’તો નિહાળી
એની લાલે ગુલાબી, કમલવદનશી કોમળી દેહવલ્લી.
આંખો ઢાળી, અજાણી નયનચમકથી આવકાર્યો, નિમંત્ર્યો
ઢાંક્યાં અંગો પરેથી વસન દૂર કર્યું વાણીની ચંચલાએ;
‘પ્રજ્ઞા, પ્રજ્ઞા ! તમે તે–’ કવન છળી રહ્યું મૌનની દોર તૂટી
વિલાયેલાં ઉરેથી સજીવન સ્વરશી કાવ્યધારા વછૂટી.

જુલાઈ ૧૯૩૪

# અશોકવનમાં

• પૃથ્વી •

અશોકવનમાં પ્રગલ્ભકરુણા સમી જાનકી
સશોક અવકાશને, સકલદિશને ઝાંખતી,
'પ્રભુ, રઘુપતિ!' સુમંદસ્વરમાંય સ્વામીતણી
છબી નયન મીંચીને હૃદયમાં વિલોકે સતી,
હજી થરથરે છ દૃશ્ય ગઇકાલનાં અંતરે
ભર્યાં નયનનાંજલે કુટિરની કથાઓ તરે;
સુવર્ણમૃગ, મોહ, વેશછલદંશ, ઘો કંપનો,
જટાયુવધની સ્મૃતિ પ્રજળી રોમરોમે ચડી
કરાલનયને લહી રહી અટારી લંકેશની.

દશાનનની વેરમગ્ન મનસૃષ્ટિના માર્ગમાં
પ્રતિશ્રવણ, ખાદ્ય, ઊંઘ મહીં ભૂતસેના ખડી,
ધનુર્વિજય રામનો, પ્રમત્તહાસ્ય સીતા તણું
અધીન ભગિનિ તણાં કરણ, નાસિકા છેદન.
સ્મરી પલપલે રઘુકુલની ક્ષત્રિવટ્ પાંગળી
અશોકવનને દશાનનની આંખ ઘેરી વળી;
ધરા ધણધણી, ચતુર્નયન આથડ્યાં જે ઘડી.

એપ્રિલ ૧૯૩૪

# કવિ

મિશ્ર .

ઉડું ઉડું તોય ઉડી શકાય ના
પાંખો બને શિથિલ મંદપ્રાણ,
હૈયું બળે તોય રડી શકાય ના
પાછાં પડે સાહસનાં પ્રયાણ.
આકાશનું અંતર કેવડું હશે ?
ને મેઘના નીરભર્યાં મહેલ !
વિદ્યુતના કાલપતંગ ઉપરે
કોને ગમે ના કરવી સહેલ ?

હસું, રમું, તોય તૃષા શમે નહિ
ઉડીઉડીને અથડાઉં વ્યોમ;
આ સાંકડું વિશ્વ મને ગમે નહિ
સર્જીશ હું નિત્ય નવીન ભોમ,
હું ભોમકા નિત્ય રચું નવીનવી,
કલ્યાણનાં દર્શનનો બનું કવિ.

મે ૧૯૩૨

## મચ્છુ

• મિશ્ર •

પ્રકાશની પાંખડીઓ કરે ધરી
અનિલ જ્યારે કિરણો પ્રસારતો;
ગૂંથી કરે આંગળીઓ અનેકની
હું ખેલવા નિત્ય નદીતટે જતો.

ત્યાં હાથીઓના પરિવાર જેવી
સેના પડી પથ્થર કાળમીંઢની;
એમાં તરે નિત્ય નવાં નવાં રૂપે
મચ્છુતણી મોહક નીરચુંદડી.
એ ચુંદડી, મંદિર એકલિંગનું
ને પથ્થરે પથ્થરને પિછાનતો,
વર્ષો તણાં અંતરને વટાવી
ખોવાયલું અંતર આજ શોધતો.

ભેટી પડું પથ્થરની જમાતને
સ્મરી સ્મરી સ્વચ્છ કરું પ્રભાતને.

૧૭ નવેંબર ૧૯૩૪

# જાગવાટાણું

રોજ રોજ મારું અંતર વીંધી
ઊંચે ચઢે છે અવાજ,
'બાલક, તારી સુકોમલ કાયા
શોભે ન યુદ્ધના સાજ;
આવ તારું શિશ પંપાળું,
મીઠીમીઠી ઊંઘે સુવાડું.'

ઉપડતો પગ રોકવા શાને
પાથરે મોહની જાળ ?
હેતની બેડીઓ તૂટતાં પાલક !
લાગશે કેટલીવાર ?
અંગેઅંગે તેજ ભરાણું,
હજી મારે જાગવા ટાણું.

મોટા મોટા મહાસાગર મારે
ખૂંદવાના હજી કોડ,
આભ અગાસીએ બેસીને હું તો
તારા વીણીશ કરોડ;
હજી મારી આશા અજાણી.
મજા નથી મૃત્યુની માણી.

૨ ફેબ્રુઆરી ૧૯૩૨

## 'બીલીપત્ર'માંથી

- માઢ -

તારાં તેજને અમૃત ચેતવજે
મુજ અંતર દીપકમાળ.
તેજકુંડાળે રમવા કાજે, રેલજે ચંદની ધાર,
તારકફૂલડે ગૂંથજે મારાં, નેનની કિરણમાળ;
આપવા શૈશવનાં વરદાન.
પાપ ગળે પુણ્ય પાંગરે એવો, સીંચજે સૂરજતાપ,
સ્વાર્પણ નેમ જગાવવા આભમાં, દોરજે મેઘની ચાપ;
આપવા યૌવનનાં વરદાન.
સાહસપંથમાં ઊડવા દેજે, પ્રાણને પાંખ અથાક,
સિંધુડે શૌર્યના સૂર ચઢે ત્યારે રોકજે ના ગણી રાંક;
આપવા પૌરુષનાં વરદાન.
અંધારી દિશાથી દોરતો ચંદ્રમા, જેમ પ્રકાશને પંથ,
કર્ણધાર, કલ્યાણને મારગે, દોરજે ઝાલી હાથ;
આપવા આયુષ્યનાં વરદાન.

ફૂલજેવાં તારાં અંતરે બાપુ, શીદભરે ઉકળાટ ?
છાને ખૂણે શીદ ખેરવે આંસુ, કેવડી તારી જમાત ?
તારા સ્નેહની જૂઠડી વાત.
નેન ભરીભરી આઘેરે મારગે, કોની તું નિરખે વાટ ?
શૂન્ય પડી તારી શ્રદ્ધાની કેડીઓ, કોઈ ન કરશે સાથ;
શીદને થાય છે બાપુ, અનાથ ?

સાથ જમાતની મારે પડી નથી, પંથીને એક નિશાન,
ખેડવા રત્ન ભરેલ વસુંધરા, ઊડવા પ્રાણ જવાન;
મારે હર્ષ ને શોક સમાન.

સાંગ પડે તેમ અનંતતામાંથી, ઉતરે શબ્દ અજાણ,
'ગર્વથકી તેં તો જ્ઞાન ગુમાવ્યું, અસહિષ્ણુતાથી સાન;
એવા ઉતરે શબ્દ અજાણ.
ગર્વસિંહાસને કોણ નથી ચઢ્યું,(ગર્વ યુવાનીનું પર્વ,)
ગર્વને વિજયઆસને ઊભાં, સાગરમંથન સર્વ,
બાપુ, ગર્વ યુવાનીનું પર્વ.
જ્ઞાનને ખીલે બંધાઈને મારે, તાત, થવું નથી બુદ્ધ,
મારું આંધળિયું સાહસ લાવશે, સિદ્ધિના માર્ગની સુધ;
મારે તાત, થવું નથો બુદ્ધ.

પંથ ન્હોતો તોય વાયુને પારણે, કરતો સાગર પાર,
એક હાથે જુઠું જીવન સાચવ્યું, બીજે સંસારનો ભાર.
માનતો વિજય જેવડી હાર.
આંખ ઉઘાડી કે શૈશવે પેઠો, પૌરુષનો અવતાર,
ડગલે ડગલે અગ્નિનાં આસનો, જ્વાલાઓનો પરિવાર;
ઘડિયાં હામતણાં હથિયાર.
શ્વાસને હીંચકે હીંચકી હીંચકી, તાણ્યા શરીરના તંગ
આજે તો અંધની લાકડી પેરે, અથડાયાં કરે અંગ;
આયખું કેમ ઉતરશે ગંગ ?

અંતે તારી પગકેડીએ દીઠું, કિરણ નાચતું એક
હૈયાંનાં શૂન્ય સરોવરે એનાં, વર્તુલ દોર્યાં અનેક;
કિરણે ડ્હોળિયું તળિયું છેક.

વર્તુલે વર્તુલે ઉઘડી વાણી, કિરણે કિરણે રંગ
મેઘધનુષ્યની પણછે ચીતર્યા, પંથ ભરીને પતંગ;
નિરખ્યાં કાવ્યનાં નિર્મલ અંગ.
ન્હોતું ખેલ્યું તેને ખેલવા બેઠો, છોડી ખલકના ખેલ
થાકેલ હૈયાંની પડખે ચણવા, માંડયા કાગળના મ્હેલ
જેને સાચવવા નહિ સ્હેલ !

-

જૂન ૧૯૩૩

## પતિતોને અંકે

- શિખરિણી -

હતી શ્રદ્ધા હુંને કવિકુલગુરૂ અંક રમશે
વિલાયેલી મારી કવનફુલવાડી ખિલવશે;
પરંતુ હૈયાના મળ નજીક આવે કયમ કવિ ?
જલે ધોવા, મારી શિથિલશુચિતા શુદ્ધ કરવા
પતિતોને અંકે પથપુનિતગંગા અવતરી.

૩ એપ્રિલ ૧૯૩૪

# બસ, લખો

• પૃથ્વી •

અલંકૃત વિતાન, ઝંકૃત વીણા, કુંણી અંગુલિ,
રસે વરસતી રસામૃત હસી નભે ચંદ્રિકા;
ભર્યાં ઉપવનો–વનો, વિટપઘુમ્મટો, પર્વતો,
લીલોતરી ભરી નરી સરિત રેલતી રાગની.
સુહાગી કમલાપ્રસાદ, લલિતાંગી ચારુલતા
અહો, વિશદ સંસ્કૃતિ, પરમ પ્રકૃતિ, આકૃતિ;
નમામી પ્રભુતા, કૃતિ–અનુકૃતિ; ઉષીની દ્યુતિ,
પરિમલ ભર્યાં સ્વરો, સુધવલા કલા મંગલા!

લખો, બસ લખ્યા કરો સમજમાં ન આવે છતાં,
ન કોઇ સમજે ભલે સમજવાની ચિંતા વિના;
ચમત્કૃતિ ભરી, નવી શબ્દયોજના, શૈલીમાં
ન અર્થ નીકળે છતાં કનકદોરશી પંક્તિઓ
સુરંગી, લલિતાપદી, નવસુશોભને આંજતી
મુકો, બસ મુકયા કરો કવિવરો! નવાયુગના.

૩૦ મે ૧૯૩૪

# અનશનવ્રતધારી

• સ્રગ્ધરા •

ડોકાઇને નિહાળ્યું, પછી સમીપ ઉભી પૂંછડી પટ્પટાવી,
જીહ્વા કાઢી બતાવી ઉદરમહીં રમે ભૂખ એવું કહેવા;
આળોટીને ઉડાડી રજ, નજીક સરી ઓસરી કોર ચાટી.

જોયું આ તો નકામું કરગરવું બધું આમ ના કોઈ દેશે,
ઘૂસી એણે રસોડે ખબરનવપડે તેમ થપ્પી ઉપાડી;
ઊની ઊની મજાની મઘમઘતી હતી રોટલી થાળી સજી.
‘મૂઆ, લૂચ્ચા, હરામી!’ શ્રીમતી તડુકિયાં વેલણું ફેંક્યું વાંસે
હું યે દોડયો હીંડોળા ઉપરથી ઉતરી ‘શું થયું?’ એમ કહેતો,
નાઠો લાંબી ફલાંગે, ખડકીમહીં ઉભો, રોટલી હેઠ નાખી,
‘લૈજા!’ જાણે મને યે ફરીફરી પડકારો કરી હોય કહેતો.
‘ઉભો રહેજે લુંટારા!’ શ્રીમતી તડુકિયાં ને ઉપાડી પરોણી.

નાસી છૂટયો બીચારો અનશનવ્રતધારી મુકી મેળવેલું.
ખાધું ના, ના ખવાડયું ધુળમહીં રગદોડયું ગૃહિણીહજૂરે,
– આવી તો નિત્ય ચાલે નવીનવી લડતો મૂડીવાદે, મજૂરે.

૨૬ માર્ચ ૧૯૩૪

# બંધ પડેલી હાથપેટીને

• ગુલબંકી •

સ્તબ્ધ સૂર,
વળી ગયાં પલંબપૂર,
મુખઢાંકણું ઉઘાડ્યું ને ઉઘાડી ચાવીઓ,
તોય કેમ આપનું ન ઉઘડ્યું કઠોર ઉર?
પાંપણો નમેલ તોય એ ઘડી લીઓ હસી,
સ્વચ્છ દંતઆવલી હસે છ હોઠ ઉઘડી.
જીભ ક્યાં?
હોઠ ઉપડે છતાં અબોલ કાં?
શ્યામ દેહમાં જડી છ શ્વેત અક્ષરાવલી,
ન બોલવું ન ચાલવું, હસી રહે છ એકલી;
એકલાં હસી હસી થકાવી દીધ આંગળી,
આંગળીય ઓગળી;
શિરમાં નસો પડી;
શ્વાસદોર ગૂંચવાયલી પડી છ ગૂંચળે,
ન શાંત થાય ઉતરી ન જીવવા રહે ચડે;
કેમ હું શકું કળી?
તૂટેલ શ્વાસકોથળી;
રહેવું પ્રાણને ગમે છ શ્વાસકોથળી મહીં;
શ્વાસ કોથળી કરે છ 'લાડ' છેડશો નહિ!

૩ જાન્યુઆરી ૧૯૩૩

# આંધળી માનો કાગળ

અમૃત ભરેલું અંતર જેનું, સાગર જેવડું સત,
પુનમચંદના પાનીઆ આગળ ડોશી લખાવતી ખત,
ગગો એનો મુંબઇ કામે;
ગીગુભાઈ નાગજી નામે.
લખ્ય કે, માડી! પાંચવરસમાં પ્હોંચી નથી એકપાઈ
કાગળની એક ચબરખી પણ, તને મળી નથી ભાઇ!
સમાચાર સાંભળી તારા;
રોવું મારે કેટલા દા'ડા?
ભાણાનો ભાણીઓ લખે છે કે, ગગુ રોજ મને ભેળો થાય
દન આખો જાય દાળિયું ખેંચવા રાતે હોટલમાં ખાય,
નિત નવાં લુગડાં પે'રે,
પાણી જેમ પઇસા વેરે.
હોટલનું ઝાઝું ખાઇશ મા, રાખજે ખરચીખૂટનું માપ
દવાદારૂના દોકડા આપણે કાઢશું કયાંથી બાપ!
કાયા તારી રાખજે રૂડી;
ગરીબની ઇ જ છે મૂડી.
ખોરડું વેંચ્યું ને ખેતર વેંચ્યું, કૂબામાં કર્યો છે વાસ
જારનો રોટલો જડે નહિ તે દિ' પીઉં છું એકલી છાશ,
તારે પકવાનનું ભાણું:
મારે નિત જારનું ખાણું.
દેખતી તે દિ' દળણાં, પાણી કરતી ઠામેઠામ

આંખ વિનાનાં આંધળાંને હવે કોઇ ન આપે કામ,
તારે ગામ વીજળીદીવા,
મારે આંહી અંધારા પીવાં.
લીખીતંગ તારી આંધળીમાના વાંચજે ઝાઝા જુહાર
એકે રહ્યું નથી અંગનું ઢાંકણ, ખૂટી છે કોઠીએ જાર,
હવે નથી જીવવા આરો,
આવ્યો ભીખ માગવા વારો.

૧૫ ઑગસ્ટ ૧૯૩૪

## પળો છેલ્લી

• શિખરિણી •

પળો છેલ્લી ને હું પણ વિષમ અંધારપગથી
પરે ઊભો રૈને દ્યુતિપરમનો પંથ નિરખું;
ન આવી દ્યુતિ કે, તિમિરપગથી દૂર ન થઇ
પળો છેલ્લી મીઠાં સ્મરણ સરખી તે પણ ગઇ.

૮ મે ૧૮૩૨

# સભાન હું

· મિશ્ર ·

સૃષ્ટિ તણી સાંકળ ખોલવાને
જ્યારે ઉષા આંગળીઓ પ્રસારતી,
હું રાત આખી રખડી વિચારમાં
સુકાર્યની સાંકળ નિત્ય ખોલતો;
સૌ ઊંઘતાં ને હું અખંડ જાગતો.

સૃષ્ટિ રડે, હું ય રડું, છતાં હસી
હસી કહે અંતર ના રડાય,
અંધારમુખી ભયભીત કંદરા
પ્રકાશથી નિત્ય હસે વસુન્ધરા;
રડી રહે માનવ, હું હસી રહું.

રચી રચી મ્હેલ મનોરથોના
રાજી થતા માનવ સ્વપ્નમાં પડી,
હું ઘોલકાં કૈંક નદીતટે રચી
આળોટતો દિવસરાત ધૂળમાં.
ભમી ભમી નિર્બળ કલ્પનામાં
સર્જાવવું સ્વર્ગ મને ગમે નહિ,
ગરિબની અન્ન વિનાની ઓરડી–
માં, ભૂખની લાખ ભૂતાવળો ભરી;
કુબેર થૈએ કદિ કલ્પનામાં
કે, સ્વર્ણના મ્હેલ ચણાવી તોય શું?

'શેવાળછાયા સરિતાકિનારે
અંતિમ મારાં પગલાં લઈ જજો;
પતંગ જ્યાં પુષ્પનું રૂપ ધારે
ત્યાં શ્વાસ મારો જઈને બિછાવજો.'
કવિ ભમે કિર્તિની કલ્પનામાં!
શેવાળમાં નિત્ય ભમી ભમીને
આશા ગઈ, ને અવતાર ચાલ્યો,
પતંગને ફૂલ થકી રમીને
હું ફૂલમાં ફૂલ બની ભળી જતો.
કવિજનો ગાય, અને હું જીવતો!

માર્ચ ૧૯૩૩

## જવાબમાં

• સ્રગ્ધરા •

'આંખો ભીની બનીગૈ;' ઉતરમહીં લખેલું હતું ખ્હેલવેલું
મેં કલ્પ્યું કે બીચારી ગળગળી થઈ સંભારીને સુખ છેલ્લું;
ત્યાં તો નીચે લખ્યું 'તું 'કદિય ન લખશો, આવડો પત્ર લાંબો,
વાંચીને હું ય થાકી કીડીકીડી સરખા અક્ષરો, આઠ પાનાં
વંચાયું ના વધારે, પડળ ચડી ગયાં; દુખવા આવી આંખો.

માર્ચ ૧૯૩૪

# બારીમાં

• અનુષ્ટુપ •

સામેસામી હતી બારી વચ્ચે શેરી વહી જતી,
બેસીને નિત્ય બારીમાં સુકન્યા કૈંક વાંચતી;
કોઈ ટાણે હું યે મારી બારીમાં આવી બેસતો
તાકી ને મુખની સામે 'આંખોની ભૂખ શોધતો.
પૂછે કૈં એમ ઇચ્છીને, વાંચતો હું ય ચોપડી,
કલાકોના કલાકો ત્યાં આડી આંખે નિહાળતોઃ
આમ ને આમ મારે તો ઊઘાડી બારી દેખવી,
રૂપાળી આકૃતિ એની આંખોથી નિત્ય શેકવી !

એક વર્ષ પછી આજે ઊઘાડી બારી બે જણે
એક હું ને હતી જોડ છાયા જેવી શકુન્તલે;
સામે સામી હતી બારી વચ્ચે શેરી વહી જતી
હજીયે ત્યાંજ બેસી ને સુકન્યા નિત્ય વાંચતી.
પ્રતિચ્છાયા નિહાળીને તાકી રૈ આજ સંશયા
હૈયાંને બારણે બીજી ઊભેલી નિરખી જયા;
પ્હેલીવાર સુકન્યાએ ઊઘાડાં દ્વાર વાસિયાં

૧ એપ્રિલ ૧૯૩૪

# ખાંભી

• દ્રુતવિલંબિત •

અહીં હશે ચમકી વીજ એક દિ'
ખણુખણાટ થતાં હથિયારના;
વહી હશે નવ-શોણિતની નદી
બલિ થતાં કંઇ બત્રીસલક્ષણા.

શૂરકથા શત વર્ષ જીવાડવા
અહીં મૂકેલ શિલા કંઇ કોતરી:
સળગતો ભૂતકાળ અહીં ફરી
શહીદનાં પથદર્શન પૂજવા.

અહીંજ એ ઈતિહાસ પડી રહ્યો
સ્વજનસંઘ ગણી તરુની ઘટા;
મૂક શિલા મહીં પૌરુષ પેખતાં
મનુજ અંતર સ્વપ્ન ઘડી રહ્યો.

૮ ઑગસ્ટ ૧૯૩૦

# ૮ તેજનાં સિંહાસનો

• રાસ •

ઊઘડે છે આભ લાખ કિરણોની કૂંચીએ,
રંગી દિશાઓની ડાળીઓ જી રે:
નાચે પ્રભાત ચડી મોજાંની મેડીએ,
ફીણની ઉછાળે ફુલવાડીઓ જી રે.

ઉષાની ઓઢણીની કોર ભરી કેસુડે,
સુરજમુખીની લાલ પાનીઓ જી રે,
અંબોડે વેણીમાં ફૂલભર્યાં મોગરે,
ઊડે પરાગની ફુવારીઓ જી રે.

સરજે છે કોણ પણે તેજનાં સિંહાસનો,
કિરણો ગૂંથે છ કોણ કીડીએ જી રે ?
રુપેરી વાદળીનાં સોનેરી લોચનો,
ચીતરે છે કોણ દેવપીંછીએ જી રે ?

૧૨ જુલાઇ ૧૯૩૧

# ચિહ્ન

- ગુલબંકી -

હેતબંસીના મધુ સરોદ સ્વપ્નને ભરે,
ચક્ષુઓ ઉઘાડું ત્યાં મળે ન કોઇ આકૃતિ;
શૂન્ય થાઉં ત્યાં ફરી ઠરેલ સ્રોત ઊભરે,
કોણ મૂક ચિંતને કરે ઘડીઘડી ક્ષતિ ?

સ્તબ્ધતા વહેછે કંપતી અખંડ મૌનમાં,
મૌન પ્રાણની પવિત્રતા વધુ કરેછે ગૂઢ;
ચિત્તની પ્રસન્નતા સરે છે સ્વપ્નભોમમાં,
સ્વપ્નસૃષ્ટિ બ્હેનના પરિમલે સજીવ, શુદ્ધ.
'ઊડતી રજે ઉડીઉડી સદાય આથડું',
કોકિલા તણા સ્વરે સ્વરે ભમું છ રાતદિ';
ફ્હેવરાવતી પ્રભા ખરંત તારિકા કને.
સાંભળ્યાસ્વરો છુપાવું શીદ હું ધરાતલે ?
શીદ ભસ્મને ઉડાડવી ભરેલ ખોબલે ?
વેદના ભરેલ પ્રાણતત્વની પ્રસન્નતા,
અશ્રુઓ થકી નહિ ઘુંટી શકાય એ કથા.

સાંભળ્યું ગઇ પ્રભા મળી અલક્ષ્ય તેજમાં,
તેજને ય મૂંઝવ્યું અપાર તેજ પાથરી;
સાંભળ્યું, ને નિરખ્યું ય વારીના શક્યો પ્રયાણ,

અશ્રુશર્બતોની મેં પીવાડી અંજલિ ભરી.

ગયું બધું; પ્રકાશ, ગંધ આથમ્યા મનોરથો,
મોંછબી મળે ન શોધી આજ પૂર્વમારગે;
કુણી માટીમાં પડેલ સાચવી પદાકૃતિ,
સ્વપ્ન, કલ્પના, સ્મૃતિમહીં; ન સ્થૂલ રૂપમાં.

ઊંચકી શકું જ શે ઢળેલ નેત્રની કમાન ?
પાંપણો પરે ઠરેલ થાક દુઃખનો સમસ્ત;
કાળની દિવાલને વટાવી શે પહોંચશે ?
ત્રિદલે હસંત ગીતઝૂમખું હું ઠોઠનું:
ઊતરી કરુણતાની આજ અંતરઆરતી.
એ જ્વલંત દૃશ્ય, સત્યની લલિત ચારુતા,
રાખતી પ્રભા પ્રભાત કેરી જાગતી સદા.

કલ્પનાની ચક્ષુઓ અથાક કાલચક્રમાં
અજેય સર્જનો વિશે અને અનંતમૃત્યુમાં,
ફરેછ રાતદિ' જરાય પ્રિછતી ન થાકને
તાપસી બની અપૂર્વ ભાવનાતપોવને.

બતાવ ચક્ષુઓ, સરોવરો ભરેલ પંકજે
પંકજે રહી છુપાઇ સૌમ્ય મુખની છટા;
એ છટા, કુમાશ, લાગણી, અખંડ ગંગધોધ
ઊર્મિઓ સમાવી કેમ હું શકીશ અંતરે ?

ચાલ, ચાલ આજ બેસીએ અહીં નદીતટે
વારિઅંકમાં રમી રમી વીણેલ પાંચીકા,
વારતા કહી હતી તેં મોતીછીપની મને

શંખલા ય કાન માંડી સાંભળી રહ્યા હતા;
નીર નોતરી રહ્યા છ બેઉને, ગતિભર્યાં.

મોતીછીપહોડીએ વટાવી સાત સાગરો
બ્હેન પ્રાણહીન ભાઇ કાજ શોધવા ગઇ
સજીવની, સમુદ્રદેવ શેષનાગની કને,
કલ્પના ! અધુરી એ કથા ફરી કહે મને;
શી ગતિ થઇ પ્રકાશમૂર્તિ બ્હેનની પછી ?



## વંધ્યા

• શિખરિણી •

અનેકોની વચ્ચે ભીડમહીંભરાઇ હું અટકયો
હતું શું એ જોવા, સુરતિઘરમાં નગ્નશિલપો
છટાથી કોરેલાં કંઇકંઇવળાંકે શરીરના;
હતાં સ્રીશિલ્પો સૌ પુરુષકૃતિ કયાંયે નવ હતી.

વળી જામી ગીર્દી સુરતિઘરમાં સ્રીપુરુષની
ઉઘાડાં અંગો ને પ્રફુલતનગાત્રો નિરખવા,
ઘડી શિલ્પો પાસે ઘડી સજીવસેના નજીકજે
પ્રતિકોશી એનાં; હૃદયછબી શોધે સહુ મળી.
જરા થંભ્યો પાસે નગનરતિની કેડ ઉપરે
નિરાંતે બેસીને સ્તન ઉપર ચાંપી અધરને
પીતી'તી કો' કન્યા અમૃતઘુંટડા માતૃઉરના;
તહીં કયારે ? શાને ? ખબરજ નથી હોઠ ફફડયાં
'મળી જેવી કાંતિ અરપી તળચાણે જનની, તેં. ~~[illegible]~~

પડયો ત્યાં વાંસેથી અહહ મૂક નિશ્વાસ શ્રવણે,
વળી પાછું જોયું જીવતીકરુણા જેવી તરુણી
જરા ભીનાં નેને શરીર કરતાં ઠીક નિરખી;
છુપાવી મોં મુગ્ધા દૂર જઇ ઉભી; શિલ્પ હસતું
નિસાસેલું એનું હૃદય ફરી જાણે કહી જતું,
'તરુણી હૈયાનો દવબુઝવવા નિત્ય તલખે
અતિથિ ના એકે અમૃતઘુંટડાનો નિજકૂખે.'

સપ્ટેમ્બર ૧૯૩૧

# ચક્ષુપાવની

• મિશ્ર •

મંદિરનો કોઇક જીર્ણ ખંડ,
કૈં કાળથી શૂન્ય મુખે પડેલો;
સમૃદ્ધિમાં તિમિરથી ભરેલો,
દારિદ્ર્યનું મૂર્ત સ્વરૂપ ચંડ.
તિમિરનો ચંદરવો ખસેડી.
ત્યાં નિરખ્યું અંતરતેજ માંડી;
માંહી બળે દીપકજ્યોત ધીમી,
નિશ્ચિત કોઇ પ્રતિમા પડેલી.
ધૂળે ભર્યું મુખ, કલાંત નેત્ર,
આંસુ જળીભસ્મ રૂપે ઠરેલાં;
ઊંચાં કરેલાં દ્વય દેવપાત્ર.
નીચે પડી ચૂર્ણ બની ગએલાં;

આ મૂર્તિ કોની અહિં ભસ્મ કોની?
ચિત્કાર શું કંપિત હાસ્ય કોનું?
વાત્સલ્ય સ્વતંત્ર્યપ્રભા વિહોણું
પાનાર આ જીવનદાત્રિ કોની?
જેની રજે સ્થૂલ શરીર બાંધ્યું,
જેનાં સ્મિતે જીવનગાન સાંધ્યું:
ને પ્રાણવાયુભર દિવ્ય આશે

ગૂંથેલ જેનું ઋણ શ્વાસ શ્વાસે.
એ માતાના પુત્ર અમે કુપાત્ર,
એની પ્રભા ઝંખવનાર સ્વાર્થી;
આત્મા છતાં મૃત્યુની પાંખ નીચે,
માતા છતે પુત્ર બની અપુત્ર.

પાડી અમારા ઘરની પછીતો
કોનું તરે હાસ્ય અહી તરંગી ?
બાંધે સીમાઓ નિજ સ્વપ્નરંગી
એ ખોકમાંથી સરજી મિરાંતો.
પંખી તણી પાંખહવાઇ કાપી
આમંત્રવું આભ પ્રદક્ષિણામાં;
ભૂલાય શે સંસ્કૃતિની ઉપેક્ષા
ને તીવ્ર આઘાત પડેલ ઘામાં ?
શાને રચે માનવ વજ્રકોટ ?
રોકી શક્યું કોણ વિનાશવૃષ્ટિ ?
બાંધી અનંતે જગકાલ દ્રષ્ટિ
થંભી ગઈ સૂક્ષ્મ વિચાર દોટ.

તિમિરનો મારગ કોણ ધોશે ?
નીતારીને અંતરતેજની કલા:
ભાવિતાણું ભીતર કોણ જોશે ?
ફંગોળીને જીવનમોહ શૃંખલા:
આગે બઢી કોણ સપૂત ધાશે ?
ખંડેરના મુક્તિ-મહેલ સર્જને:

એ સર્જનોનો બલિ કોણ થાશે?
પેગમ્બરીનાં ઇતિહાસ પૂજને.
મૃત્યુમહીં જીવન જોયું જેણે
પડી રહે કેમ ગુલામીબંધને ?
સિદ્ધાંતનું વિષ પીધેલ જેણે
વેચી શકે શે મરજીવ હિંદને ?

શો નાદ આ ભીષણ આરતીનો ?
ને ચક્ષુના બંધન કોણ છોડે ?
આ સાદ માતા અમ ભારતીનો
ઉગારવાને નહિ કોણ દોડે ?
ભૂગર્ભમાંથી ભણકાર ઉઠે
આ જ્યોત નાહિંમતને જગાડેઃ
ખંડેરની નિર્જીવ ખાક નીચે
કૈં સર્જનો દેવ વિભૂતિઓનાં.
શબ્દો પડે, સાંભળ, કાન માંડી,
આ રાષ્ટ્ર–આદેશ સ્વતંત્રતાનો:
સિદ્ધિતણો પ્રાણ તરેછ છાનો
ભાવિ જૂએ નિર્મળ દષ્ટિ માંડી.

ત્યાં મૃત્યુની પાંખ ધરેલ વાયુ,
જો, આથડે સ્વાર્પણ નેમ પ્રાશીઃ
ત્યાં સર્જવા સાહસવંત આયુ
તારા વિના કોણ જશે પ્રવાસી ?
ચારિત્ર્ય; આદર્શનું પ્રાણ બિંદુ
સંસ્કાર: કલ્યાણ પ્રકાશ મંત્ર;

તું સંસ્કૃતિનું સરજાવ સત્ર
કર્તવ્યનો માપ અમાપ સિંધુ.
સ્વાતંત્ર્યના યજ્ઞની જ્યોત બંધુ,
તારા વિના જાગૃત કેમ રહેશે ?
સંક્રાંતિનો દર્શક કોણ થાશે ?
તારા વિના કોણ પ્રકાશ પાશે ?

તંદ્રા ઉડી ભાવિપ્રકાશ રક્ષી,
કલ્યાણનું વર્તુલ અંતરીક્ષે.
દોર્યું પ્રભાતે જયદાન બક્ષી
સત્પ્રાણનાં દર્શન ટેક રક્ષ્યે.
આવે ભલે છેવટ, જિંદગીનું
–પૂરી થશે ફર્જ ન આટલેથીઃ
દેવું હજુ કૈં કુરબાનીઓનું–
ના ચુકતું છેવટ જિંદગીથી.
'માતા મરે તો જીવવાનું કોને ?
–આ નેમ હિંદી જનની'સદાની
યજ્ઞે જળી પૂર્ણ પ્રકાશવાની–
માતા જીવે તો મરવાનું કોને ?

અકટોબર ૧૯૩૦

# માતાનું હૈયું

• અંજની •

આજે પરિમલને હીંડોળે,
કાલે રમશે માલણ ખોળે;
આંગળીએ આંગળીએ તારી
કાયા કચરાશે,
ઉર વીંધાશે સુતરતારે,
સુગંધ વહશે અનેકધારે:
પળપળ કરમાતી કાયા
આઘે ઉશેટાશે.
સૂરજનાં કિરણ ટંકભર
ઝીલ્યાં અંતરની એરણપર
સુકાતાં સ્મિતને ભીંજવવા
ઉર વલોવું શેં ?

૧૦ અક્ટોબર ૧૯૩૦

## ચરણ પડખે

• હરિણી •

નદી ઉતરતાં તેં કીધું'તું; 'તરી નહિ હું શકું;'
પણ હૃદયને એવું ભીરૂં કર્યું કયમ પાલવે ?
ચરણ ઉતર્યાં ખભા ડૂબ્યા અગાધ જલાશ્રયે
કદમ કદમે અંતે કાયા, અચેતનમાં સરી.
શરીર પડતું મૂક્યું વાંસે શરીર બચાવવા ૫
અતલજલને ચૂંથી જોયું કરેકર ગૂંથવા,
પ્રબલ પડઘા આવ્યાં ત્યાં તો 'બચી નહિ હું શકું;
સકલ વણુસ્યાં સૌભાગ્યોને બચાવી નહિ તું શકે.'

'સકલ વણુસ્યાં સૌભાગ્યો'ની પ્રકંપિત ઝાળમાં
અબલ તરુણી, તું વૈધવ્ય તપાવી નહિ શકી, ૧૦
કરુણતપની આનંદોર્મિ શમાવી અનંતમાં
સ્મરણ ભરિયું મીઠાં સ્મિતે સુધામય અંતનાં.
ઉરજખમપે આળોટે છે હજીય, હજીય તું,
ચરણ પડખે તારાં ધીમાં હજી પગલાં સુણું.

માર્ચ ૧૯૩૩

# રામનીવાણી

પાયને આપી અથાક વાયુગતિ
આગળ પોતે ને વાંસે અનુજગતિ,
મૃગલું મારીને લાવ્યા રઘુપતિ જોઈને જાનકી રીઝશે જાણી:
'જાનકી ! જાનકી !
જુઓ, જુઓ કેવી કંચુકી આણી ?'
હર્ષકલ્લોલ રામની વાણી.

પર્ણકુટિરને ઝાડવે ઝાડવે
મૌન ઢળેલ આ, કોના ગેબીરવે ?
વાયુનું અંતર છાનું છાનું કંપે રામથી શૂન્યતા ના પરખાણી:
ચારે કોર ભમે દૈત્યની વાણી
અવનિ લાગતી આજ અજાણી.

જોઈ રહ્યા પ્રભુ ફૂલના ગંજને
આવરી લેતા પ્રકાશના પુંજને,
પૂછે પળે પળે જુઈની કુંજને મ્હેકતી જ્યાં નિત જાનકી રાણી
પાંપણોમાં ગયાં ગૂંથાઈ પાણી
ક્યાંય મળે નહિ કેમ એંધાણી ?

છોડી કુટિરની શીતલ છાયા
વગડે વગડે રામ તણાયા,
'ક્યાંય દીઠી તમે ભૂમિની જાયા ?' વેદના અંતરની અકળાણી:
ભીતને કોતર રામની વાણી
પથ્થરે પથ્થર રામની વાણી.

કોઇની ચીસ પડે પ્રભુશ્રવણે
પંખી પડ્યું ફફડે વનને ખુણે,
રામના દર્શનની એને અંતરે અંતિમ કામના એક વણાણી ;
પંખીમુખે સારા વાવડ જાણી
વાયુ ઢોળે એને રામની વાણી.

પંખીઓ બંધ પડી ગયાં ગાતાં
વાયુને શીત વળી ગયાં વાતાં,
પંખી જટાયુએ જાગતાં જાગતાં રામનાં નામની નિંદર તાણીઃ
રામમિલાપની કામના માણી
પંખી જટાયુએ નિંદરતાણી.

સૂરજપે ચડયા વાદળના થર
દિશાએદિશાનાં આથડયાં અંતર,
વ્યોમના શ્યામલ ચંદરવા પર હુડુડુડુડુડુ ગાજતાં પાણીઃ
મેઘને ત્રાટકે વીજને તાણી
ધરતી શીદને તું ગભરાણી ?

જાનકી ! જાનકી !
ઉતરી વાયુને મારગે આંધી
પ્રકૃતિ કંપી રહી અપરાધી,
દ્યો, ધરતી, દિશ, પાતાળ વીંધી ચોગરદમ જઇ પથરાણીઃ
કોમલ કોમલ રામની વાણી
પ્રેમછલોછલ રામની વાણી.

૨૩ ડીસેમ્બર ૧૯૩૪

# કથા સ્વર્ગની

- પૃથ્વી -

મને જગત પૂછતું ઘડી ઘડી કથા સ્વર્ગની,
પછી સ્વરુચીકલ્પના કવનવાણીમાં મેં વણી.
અનેક રસરંગીલા ફૂલ, સવારની કલ્પના,
પ્રભાકણી સમા લલિત કંઇ તારકો, રાત્રિની;
કુબેરની અખૂટ, ભવ્ય ધનરેલ દારિદ્રયની
અલૌકિક અતૂલ સ્વર્ગ પણ દુઃખની કલ્પના.

મને જગત પૂછતું !
અહો, જગત ઝંખતું ફરી ફરી કથા સ્વર્ગની
અરે મનુજ, કલ્પનાજગતની તને શી પડી ?
પડીછ; જનનીક્ષુધા સકલ વિશ્વનાં ચેતને
અચેતન વિશે, મહામથન કાજ ઘૂમી રહી;
મહીં સુખ હસ્યાં, અસુખ સુખની લહેરે વણી
જને ઘડીક સ્વર્ગને પણ નચાવિયું. લોચને!
ભલે જગત પૂછતું સપરમી કથા સ્વર્ગની,
કહો, જનદુઃખીદિલે સભર અમૃતાઅક્ષરી
અવનવી કથાઓ લખી.

# કીર્તિઘેલો

• સ્રગ્ધરા •

તેં આવીને કહ્યું કે, 'સ્વપનમહીં મને આકૃતિ એક લાધી
તારા જેવી, પછી તો ઘરઘર રખડયો શોધવા સ્વપ્નચિત્ર,
આંખો જયારે મળી કે, હૃદય મમ થયું જીવતું જે મરેલું
આંખોમાં આંખ મેલી જીવનજુનીતૃષા ઠારવા આંહી આવ્યો:'
હું તુંને ઓળખું ત્યાં ચરણનજીક તેં ભાઈ કીધી પથારી.

મિત્રો જેવાં મળ્યાં ને, પ્રિયતમ સખિ થૈ ભોગવ્યાં પાંચ વર્ષ
પાંચે વર્ષે ગુલાબી પટ દઈદઈ તેં રક્ષી મારીય શોભા;
એની તારે કશીયે ગણતરી ન હતી તું હતો ભક્તિઘેલો
તેં ભક્તિથી કૃપાનાં કણકણ વીણી લૈ સાધના હાથ કીધી.

વર્ષો ચાલ્યાં પિપાસા ઉતરી ઉતરી આકાશલોભી બની ગૈ
ભકિત ઠેબે ચડાવી વિજય છલકિયો હું થયો ઉર્ધ્વગામી;
તેં મારા પાય ઝાલી કરગરી કહ્યું કે, 'દેવના દેવ મારા
દૃષ્ટિને પાથરી જો, તવચરણતળે કૈંકની જીંદગીઓ.'
આડી આંખે નિહાળ્યું, નયનમીંચી દઈ પૃથ્વીપે તું પડેલો,
એની મારે કશીયે ગણતરી ન હતી હું હતો કીર્તિઘેલો.

મે ૧૯૩૪

# જ્યોત નમતી–

• શાર્દૂલવિક્રીડિત •

ખીલેલી કળીઓ નિહાળી હસતા, આનંદતા સાહુતે
રાતું પંકજ લેઇ ભૂમિકરથી મૂક્યું રવિઆસને;
સૂર્યે તાપ થકી વધુ ખિલવિયાં એનાં સુઅંગો વળી
સંધ્યાનાં નયનો મળ્યાં રમી રહી એ ચારુતા રંગની:
ગૂંથ્યું પંકજને ઉપાડી ક્ષણમાં અંઓરલાની લટે:

વેણીબંધનમાં પડી સરોજ ઉતર્યું ચૈ મુક્ત રોમાવલિ
છૂટેલી અલકો થકી વહી રહ્યો એ રંગ સૃષ્ટિ ભણી;
સૃષ્ટિ શોભી રહી નવાં વસનને અંગે લપેટી ઘડી
આ શું શીદ ગઇ બની પલકમાં સંધ્યા સખિ ગાભરી?
છોડી મંડપ રંગનો તિમિરનાં નેપથ્યમાં ગૈ સરી.

હું યે એ કળીઓની જેમ ખિલતો, આનંદતો એક દિ'
ખેંચાઇ અકલિત કોઇ કરથી આવીશ તારે ઘરે;
શ્રદ્ધાની સુમધુર નમ્ર કરૂણા આલિંગશે જે ઘડી
કાલિમા પરિતાપ, શોક, ભયની એમાં જશે ઓગળી.
એ લાલી, પ્રભુતાની જ્યોત નમતી, ને આવતી જીંદગી
શાં શાં કૌતુકથી પિતા, નિધનનું નેપથ્ય દીધું ભરી?

મે ૧૯૩૩

# નોબત

પ્રાણ સુવર્ણને પીંજરે પૂરી
પથ્થરે બાંધિયાં અંગ,
ઢંઢોળવા તારાં શૂન્ય શરીરને
વાગવા માંડયાં મૃદંગ;
મંદિરમાં મૃદંગ વાગે,
તો યે તારી ઊંઘ ન ભાગે.

સાંજ પડે ત્યારે તારાં શરીરને
વીંટે અનુપમ વસ્ત્ર,
શિરપેચે જડે માણેક, મોતી
કમ્મરે બાંધતાં શસ્ત્ર;
તો યે નવ તુરંગ ખૂલે,
તાળું એને બારણે ઝૂલે.

'જાગો, જાગો' એમ નોબત બોલતી
નિત્ય ધુણાવીને શિશ,
બંધન તારાં તોય ન તૂટતાં
બાંધે બીજાં દસવિસ;
'પ્રભુ બન્યા પથ્થર તોલે,'
નિત્ય પોલી નોબત બોલે.

૧૯૩૨

## પરમતેજ

પૃથ્વી

પથિક, હજી કેટલે દૂર જઇશ લાંબા પથે
ગયું રણ, ધરા ગઇ જળ રહ્યું છ તિમિરનું:
અગોચર વિશે તને પરમતેજ પાવિત્ર્યનું
કયહીં ન મળશે કદિ, શીદ ભવિષ્ય સામે મથે ?
મળે જીવન ત્યાં જવું,જીવનની જ ઇચ્છા મને
અહીં મરણબારણે જીવન ખેંચવું શે ગમે ?
અનંત પથચિંતનોની કરુણાભરી કેડીએ
ચઢીશ, ભરી પ્રાણમાં અભયગાન પૌરુષનું.
પુરુષ પરસ્વેદનાં જીવન બિંદુઓ સાચવી
પૂરે જગતકોડિયે, ઠરતી જ્યોત સંકોરવા:
હું તો ઠરતી જ્યોતને જીવનબિંદુ શોણિતનાં.
ધરીશ પ્રગટાવવા પરમતેજ પૌરુષનું
જહાં સૂરજ વેરશે અગન, ત્યાં બની પાંખડી
સહીશ, અતિ હર્ષપૂર્વક પ્રચંડ અગ્નિકણા;
સહીશ, જીવવા, જ્વલંત કરુણાની સંવેદના
કઠિન પરિતાપમાં સળગવાની ઇચ્છા મને.
કંઇક વરસો ગયાં, જીવનલહેર લૂંટાવતાં
હજીય વીતતાં જશે, જીવનની ન શ્રદ્ધા છતાં;
કદિ દિવસ ના રહે, રજનીઓ રહે તોય શું ?
હજાર વરસોની એક રજની મને તો ગમે !
ઊભે મરણસન્મુખે, ચમકતાં કરી નેનને

ઘટે ન તદપિ ઉરે જીવનની મહાવાંછના:
ભલે પ્રલયફૂંકથી સળગતી દિશાઓ રડે
વસી મનુજફૂંકમાં પ્રલય ઠારવાની સુધા.

માર્ચ ૧૯૩૨

## વાણીઆએ

· સ્રગ્ધરા ·

પુરાણાં પાટિયાનાં કડડડડ થતાં બારણાં ને હલાવી,
ઊઘાડી હાટડીને ત્રણ વખત લઇ ઊંબરાની સલામો;
બીછાવી કોથળાઓ, અગરબતી કરી, ચોપડાઓ તપાસ્યા,
પેટીનું ખાનું ખેંચી ફરી ફરી ગણવા માંડી પુરાંત બાકી.

૧૭ જુલાઇ ૧૯૩૩

## લુહારે

· સ્રગ્ધરા ·

આવીને કોઢ વાળી, નિરખી નિરખી ઓજાર લીધાં તપાસી,
ચૂલાની રાખ કાઢી ઝીણી ઝીણી કણીઓ કોયલાની વીણી લૈ;
ખંખેરી લુગડેથી ધમણ, ફરી બધે કોઢમાં પાણી છાંટયું,
માતાના ગોખલામાં દીપકપ્રગટિયો જાગતી શક્તિઓનો.

૧૭ જુલાઇ ૧૯૩૩

# વિસામો

· પૃથ્વી ·

ફૂલો ઉઘડશે, સુગંધ ભરશે પછી થૈ જશે
વિલીન; ફરી ધૂળના કરતલે પ્રભા ગૂંથશે:
દીવે પ્રગટતી અનેક દીપમાલિકાઓ નવી,
અસંખ્ય ફુલપાંખડી ઉઘડતી નવાં પંકજે.

જરીક નવી કલ્પના ઘડીકમાં ભમી ચોદિશે
રહે શબ્દઝૂમખે શરીર ગોઠવી સ્થિર થૈ,
અનુભવની જ્ઞાનજ્યોત અવલોકને ઊતરી
હજાર રૂપ કાવ્યનાં નયન સન્મુખે મૂકશે.

સુરેખ ચરણાકૃતિ નવ મળે છતાં એટલાં,
ક્ષણિક પદચિહ્નથી હૃદયને વિસામો મળે.

એપ્રિલ ૧૯૩૧

## તુલસીક્યારે

તુલસીક્યારે, બાજઠ ઉપર બે દીવીઓ બળે નાની,
બળતાં બળતાં દીવેલ ખૂટયું બાપડી બેઉ હોલાણી:
કાળ બન્યો જેનાં પ્રાણનો રીપુ
કેમ જીવે પૂર્યે તેલનું ટીપું ?

તુલસી પાન હલાવતી ધીમે ઉચરતી દુઃખવાણી,
અંતરમૂળનાં અમૃત ઓસર્યાં આટલી આજ એંધાણી,
એમ કહી રહ્યાપાનની ઝૂડી
વીંઝતી વીંઝણા સરખી રૂડી.

બાજઠ કહે મારી આંખ હતી બેઉ, દેખવું કેમ અંધારે ?
તુલસીપાનનાં પ્રભાતિયાં હવે, બોલશે કોણ સવારે ?
કોડિયાં કેરી અચેતન કાયા
ઝૂલવશે કેમ પાનની છાયા ?

તુલસીની ગઇ બેઉ પાડોશણ, બાજઠની ગઈ આંખો,
કોણ જાણે કે, બ્હેન વિના ખરી, ભાઇની ઊડણ પાંખો ?
ઊડવું કેમ કરી હવે ઉંચે ?
નીચે રહ્યું રહ્યું નાચવું ખૂંચે.

એપ્રિલ ૧૯૩૨

# એકતારો

- મિશ્ર -



'તું વિશ્વની એક વિરાટ વીણા
ને તાર હું ત્રૂટક એકતારો:'
એવું કંઈ ગાયક અંધ ગાતો
જતો હતો જંગલમાં અજાણ્યાઃ
વગાડતો ખોખલ એકતારો.

આયુષ્યની અંતિમ કેડીઓ પરે
શરીરની વેલ નમેલ એની,
ભક્તિ થકી લોચનતેજ પામવા
ઈચ્છા હતી અંતરમાં અનેરી.

આશા તણાં શિથિલ અંધકારમાં
કારુણ્યનું જીવનગીત ગુંજતો,
પ્રભુ કને અંતરદુઃખ વેરતો
જતો હતો અંધ અપાર ધૈર્યમાં.
અરુણને ઓળખું ઉષ્ણતાથી
ને ચંદ્રને શીતલ કિરણો વડે:
સમુદ્રની ભીષણ ગર્જનાને
શેં પારખું નિર્બળ કલ્પનાબળે ?

અદ્‌ભુત આ વિશ્વકૃતિ વિલોકવા
હું રોજ યાચું વરદાન નેત્રનું,
શ્રદ્ધા છતાં શીદ મને નહિ થશે
પ્રભુ, મહાદર્શન પુણ્યક્ષેત્રનું ?

તને હશે અંતરબીક ઊંડી
કે હું વખોડીશ કલા વિરાટની.
કૃતઘ્નતા તાત, કરી શકું કદિ
અપૂર્ણ હું લોચનહીણ માનવી ?

'તું વિશ્વની એક અપૂર્વ વીણા
હું તાર' એવું કહીને નમી પડયો:
તુંહિ તુંહિ નાદ ફરી ઉંચે ચઢયો

ગુંજી રહ્યો ગંભીર એકતારો.

પાતાળનો મારગ પૂછવાની
સામે હતી ખીણ અનંત ઊંડી;
સંસારના સ્પર્શથી છુટવાની
મૃત્યુ તણી ભીષણ હાય ભુંડી.

ડગે ડગે ખીણ નજીક આવતી
એને ન'તું ભાન દિશાપ્રકાશનું,
એની કલા આજ થઇ'તી જીવતી
એને હતું તાન પ્રભુપ્રકાશનું.

ઊભો રહે ભાઇ, કરાડદાઢમાં
વિનાશની, કેમ ધસે ઉતાવળો ?
તારી બધી મોહક કલ્પનાઓ
તુષારબિંદુ બનશે સવારનાં.

ખસી ગયો, પાય શરીર ઉછળ્યું
તુંહિ તુંહિ નાદ બધે ફરી વળ્યો:
અચેત શો ગાયક ખીણમાં પડ્યો
છૂટ્યો નહિ હાથથી એકતારો.

કંપી રહી સુંદરતા પ્રભાતની
થંભી ગયો શ્વાસ કરાલ કાલનો;
આકાશના ચંદરવા પરે પડ્યો

ઘેઘૂર ઘંટારવ દિગપાલનો.



અનિલની અંજલિમાં ઝીલાઇને
દડી રહ્યાં કિરણ સૂર્યદેવનાં,
કહી જઇ સર્વ કથા અરુણને
પડી ગયો ગાયક અંધ ખીણમાં.

નીચે નમી દૃશ્ય બિછાવી નેનમાં
સવારનો શ્રીજન ઊતર્યો તળે,
અંગુલિઓ ભેરવી એકતારમાં

પડ્યો હતો ગાયક મૃત્યુઘેનમાં.

પ્રકાશનો પ્રેમલ અંક પાથરી
સુવાડિયો સંગીતના ફકીરને:
અનિલનું શીતલસ્મિત છાવરી
છુટ્ટું કર્યું ધૂળથકી શરીરને.

ગુલાબની પાંદડીઓ નીચોવી
ભીના કર્યા નિર્જળ હોઠ વૃદ્ધના;
આંખો પરે પાલક હાથ ફેરવી
ઉઘાડિયાં લોચન જન્મઅંધનાં.



આશ્ચર્યથી મુગ્ધ બની ગવૈયે

જોયો ધરાઈ નિજ દેહ દૂબળો:
આંખો પરે આંગળીઓ મુકી મુકી
સ્વપ્નાંમહીંસત્યનીશોધમાંપડયો.

ત્યાં ગીણુ ન્હોતી,ન પ્રકાશ સૂર્યનો
શશિ તણી શીતળ છાંયડી હતી:
ને એકતારો પણ રૂપ ફેરવી
સીતાર સુવર્ણ તણો બની ગયો !

ખંખેરીને ભ્રામક સર્વ કલ્પના
સીતારી ચાલ્યો સ્વરસૃષ્ટિ ગૂંથતો:
સુવર્ણના મ્હેલ નિહાળી કો'કને
કોનું હશે આ ઘર? એમ પૂછતો.

સુવર્ણના પથ્થર ને સુવર્ણનાં
ફુલે લચી મ્હેલ તણી અટારીઓ;
ઊભેલ એમાં કંઇ યૌવનાઓ
તે કોઇ સામું ન જુએ છ વૃદ્ધનાં.

'બધું ય છે એક કલા અહીં નથી'
એવું કહી આગળ જાય વૃદ્ધ;
સીતાર ને ગાયકને નિહાળી
લોકો કરે છે નિજ દ્વાર બંધ !

સીતારીએ નેત્ર ભરી ભરીને
લીધા તિરસ્કાર તમામ લોકના:
'હશે' કહી મંદિરમાં પ્રભુનાં

આવ્યો સીતારી સ્વરને વિલાપતો.
ખરે બપોરે કકળાટ આવો
મંદિરમાં શીદ કરે છ વૃદ્ધ ?
સંગીત તારૂં નહિ કોઇ સાંભળે



સુતા પ્રભુ મંદિરમાં. સુખાસને;

પુજારીઓ દ્વાર કરે છ બંધ !

તેડાવિયો આંહી મને પ્રભુએ
આલાપવા અંતરદુઃખ અંધઃ
સંગીત તો ઈશ્વરની પ્રસાદી
તોયે કરો છો કયમ દ્વાર બંધ ?

પુજારીનું નિર્દય હાસ્ય ચારે
ખુણે ચઢ્યું: મંદિરને ગજાવિયું.
ઉત્સાહથી ભંગ થયેલ ગાયકે
જૈ દ્વારમાં મસ્તકને પછાડિયું.

આંખો વિના હું જ વધુ સુખી હતો
કર્યાં, કહીને કટકા સીતારના:
ને તારની તીક્ષ્ણ અણી બનાવી
ચક્ષુ કર્યાં બંધ સદાય વ્હારનાં.

તુંહિ તુંહિ ઉંઘ મહીં ઉચારતાં
જાગી ગયો ગાયક એ બીચારો:
સીતારને આમથી તેમ શોધતાં
હાથે ચઢયો ખોખલ એકતારો !

# શહાદત

• પૃથ્વી •

મશાલ સળગાવી મૂક, દુઃખિયાં જનો ઢૂંઢવા;
પ્રફુલ્લ તુજ સ્વપ્નની–જીવનનાં–અધૂરી કળી:
અસંખ્ય કચડાયલાં અબલની થવા પ્રેરણા,
દીવેલ ખૂટતાં બલિ બની જજે મશાલે ચડી.

ફગાવ તુજ કલ્પ્ય સૃષ્ટિ સજવા નવાં આયુધો,
નવાં સરજનો વિના ક્યમ શમે ક્ષુધા ક્રાંતિની ?
નવાં સરજનો વિના પ્રતીતિ રે, થશે શ્રાંતિની ?
મરી જીવવું એ વૃત્તિ જીવી રહ્યાં નવાં સર્જનો.

નહિ સૂરજના વિના ધરતી રૂપ ધારે નવું,
નથી રજની દીસતી મધુરવી વિના ચંદ્રિકા;
લીલોતરી વિના સુધા પ્રકૃતિમાં નથી ઊડતી,
નથી નૂર સ્વતંત્રતા તણું કદી શહીદો વિના.

શહાદત બની જશે જીવનની મજા જે ઘડી,
જયંત કરવા તને જગસિંહાસને ઊતરી
કમાન રચશે દ્યુતિ !

## જડી નયન વ્યોમશું

· પૃથ્વી ·

ખુટયાં અનજળો ખુટી લીલવણી ઘટા દ્રુમની,
લુંટી શીતલછાંયડી પવનની, બધે લૂ ભરી;
વિના તૃણ, સલિલ, શુષ્ક વસુધા પરે આથડી,
તળાવ પડખે, મરેલ પશુઓની હારો પડી.

સુકાઇ વન, ઇંધણાં તણી બની ગયાં ઝાડીઓ,
ખુટી મધુર સૃષ્ટિ સંગીત તણી પથે પંખીની;
શમી ઝરણની ગતિ ચુગસુકાં ગિરિકંદરે,
સુતી શ્વસન ખેંચતી નદીતણી શિલાઓ ઉની.

દયાવિહીન અંતરે તજી દીધાં કુંણાં બાળકો
જને, વિજનભોમમાં જઈ વળાવિયાં વિક્રયે:
ગઇ જીવદયા મરી ઉદરપોષણે એ ઘડી,
વિનાશકવૃત્તિ ઘુમી રહી અપાર તૃષ્ણા ભરી.
મર્યાં અગણ ઢોર, માનવ ભલે–
મનુહૃદયની સુલોચનમતા, ઋજુતા મરી;
જડી નયનવ્યોમશું ધરતી કૈંક પૂછે ફરી.

૭ ફેબ્રુઆરી ૧૯૩૦

# બે બીલાડાં

મંદાક્રાંતા

'વચ્ચે આવી જીવન અભડાતું સખિ, મેં જ વાર્યું
ને એમાં તો શરીર પર જો, કેટલા જખ્મ ઊંડા
ને ઉઝર્ડા,' જરી નજીક જૈ આટલી આર્દ્ર વાણી
બોલી જાણે કશુંય ન બન્યું તેમ ઊભો પ્રતાપી.

બે બીલાડાં-પુરુષ પ્રકૃતિ શાં-હજી સામસામે
ઊંચી ડોકે મદભરી છટા વિજયોન્મત્ત સ્વામી
કેરી, પેખી લગીર પીગળી તોય નારીસ્વભાવે
ઊંચા ડોકે મદભરીછટા બેઉમાં ઓર જામી.

પાસે આવ્યો ફરી પુરુષ પંપાળવા પ્રેમ ફ્હાણી
કૈં ગોખેલાં પ્રિયવચનથી; 'પ્રાર્થતા વ્હાલમા શો'!
'એમાં તે શું?' નયનવતી જાણે કશું હોય ક્હેતી
ઊઠી વામા ઉતરડ થકી પાણીઆરે લપાતી.
ખૂટયાં હાવાં પ્રિયરસિક સંબોધનો સર્વ ખૂટયાં
તે તૃષ્ણાની વિજળી થકી પૌરુષનાં તેજ લૂંટયાં.

૧૯૩૨

# ખિલોના

• મંદ-સ્રગ્ધરા •

આ હાથી છે રૂપાળો; નહિ, નહિ, મને તો ગમે રીંછ નાનું,
મોંઘા રંગો ભરેલી મયૂરમયૂરીની છ જોડી મજાની;
ને પેલું શું લખોટા ઉપર રમવા માંડતું હંસ જેવું ?
ક્યાંથી આવી અજાણી કચકતણી આ પૂતળી રૂપવંતી ?

હાથી, હંસો, ખિલાડાં અવર કશું નથી ભાઇ, તારી કને શું ?
ત્યાંતો બીજા કબાટો મહીંથી નીકળી કૈંક ચીજો મજાની;
આનું શું ? આટલાંનું ? બચકી ભરવા માંડી લેનારીએતો
હું યે થાકયો ગણાતી રકમ ભરતાં, રૂપિયા, પાઈ, આના,

'બીજાં કૈં હોય તો દે,' હજીય વધુ ઇચ્છા હતી ખર્ચવાની,
પેલાએ તો નકામી બધીય જણસો મૂકી શેઠાણી સામે,
'આવાં ને હું કરું શું ?' શ્રીમતિ સરકયાં, ત્યાં કહ્યું વેચનારે
મારી પાસે હવે તો સહુ રમકડાં બાઇસાહેબ, ખૂટયાં.
એનાં ખૂટયાં ખિલોના, ગૃહિણી તણી મોંઘી ખરીદીય ખૂટી,
ખાલી ખોળો ખિલોના થકી ખિલવવા, ગૈ જડી આજ બુટ્ટી,

ને ૧૯૩૩

# તંતુવગરની

• શિખરિણી •

'તમારે જાવું છે?' ઉર જલદ સંવેદન ભર્યું,
અરે શ્રદ્ધા, તારું કઠણ પડ કુંણું કયમ થયું?
જવાશે તે ક્યાંથી સકળ પરિતાપે પથભરી?
અહીં વચ્ચે ઊભો જીવનજળ રોકી વિચરતાં,
જગજ્જેતા સ્વામી, અનમ પુરુષાર્થી પ્રણયનો.

વલોવ્યા સિંધુથી ત્રણ જીવનસંગાથિની મળી,
તમે, ઊર્મિ પેલી કમલસુખવાળી કવિતડી;
દીધાં દૃષ્ટિદાને ઉરભભક જેમાંથી નીકળી.

તમે જાશો? ના, ના, રહી મધુરતા છેક મટશે,
અજાણ્યા દંશોથી ખિલતી ફુલવાડી ખરી જશે,
પછી ખાલી વીણા, સ્વરવગર,–તંતુવગરની
જશો તો જાગેલા જીવનસ્વર પાછા વળી જશે.
તમે ના જાશો હં! તરતી કરુણા હેઠ પડશે,
ભીનું હૈયું મારું સ્મરણભડકામાં ભળી જશે.

૨૧ માર્ચ ૧૯૩૩

# શ્રાદ્ધ

- વસંતશિખર -

સુષુપ્ત તેજ ચમક્યું અમ લોચનોનું,
નિહાળવા પરમ દર્શન ભૂતકાળ;
જે કીર્તિનાં કરી ગયાં પુરુષાર્થપાન,
એના ચીલે નવપ્રકાશ પ્રસારવાનું.

જે ચેતવ્યો જગતયજ્ઞ જલાવી આયુ,
એ યજ્ઞને નવસચેત-પ્રચંડ દેહે;
ચેતાવવા, અમરવા નવપ્રાણ પાવા,
સર્વાર્પણે ઉલટશું જન થોકથોકે.

દૃષ્ટિતણાં પ્રમતપૂર હરી અવજ્ઞ,
થાતાં શિખાવ્યું અમને જગભાવિપ્રજ્ઞ;
પિતૃ, તમે પ્રભુ હતા સત્-પુણ્યભોગી,
સ્વત્વે સુહાવ્યું અમ નંદન ત્યાગયોગી !
અમે તો વાંછીશું પ્રતિ ચરણ એવીજ વરશ્રી,
અમારા યત્નોને નિત અરપજો દેવ, જયશ્રી.

૧૯૨૯

# ખંડિત મૂર્તિઓ

• પરમ્પરિત ઝૂલણા-શિખરિણી-અનુષ્ટુપ •

રાત કાળી હતી:
ઉજળી રાતથી હું રૂપાળી હતી
ચંદ્ર ન્હોતો છતાં ધુમ્મસે આવરી;
તારલીની છટા તેજવાળી હતી.

હું રૂપાળી અને રાત કાળી હતી,
અગ્નિક્ષેત્રે મૃદુ ફુલવાડી હતી;
ફૂલ, સુગંધ ન્હોતાં છતાં આયુની
ઊઘડંતી ઉષા ઓપવાળી હતી.
કીકીઓ રાત જેવી જ કાળી હતી
વીસ વર્ષો જ એણે નિહાળી હતી;
પથ્થરે પથ્થરે પરિમલહિણા ઉરે
આથડી તોય હું અમૃતાળી હતી.

કંટકોપાથર્યા મારગો વાળતી
જીવનજ્વાલામુખી ઠારતી ઠારતી,
વિષને અમૃતે પાળતી પાળતી;
કુમળી કાય વજ્રે પલાણી હતી.

સાગરો દર્પ, દારિદ્રયના, દર્દના
અંજલિમાં ભરી પી જનારી હતી.
હું હતી ઉડતું તણખલું તેજનું
તેજધારે દિશાઓ ઉજાળી હતી.

સૂર્યનાં તેજથી ચંદ્રમા શોભતો
તેમ હું ના કદિ શોભનારી હતી;
જીવતાં ચિત્રની જેમ સંસારની
રંગથાળી પરે નાચનારી ન'તી.
હું હતી; કૈં ન'તી તોય હુંમાં વસી
ભાવના જીવતાં રૂપવાળી હતી:
મ્હારથી સાથીઓ શોધતા તે સમે
એક હાથેજ તાળી વગાડી હતી.

હતી હું ક્યાં જન્મી? ખબર જ નથી; માત્ર સ્મરણો
કહે છે કે પેલી પુનિત યમુનાના તટપરે,
રમંતી કાયા કો' દ્વિજકર ચઢી રૂપકમલા
ફરી પામી મીઠું જીવન કરુણા વર્જ્જર બની.
નથી જોયાં માણ્યાં જનનીપિતુનાં હેત ગરવાં
અનાથાવસ્થાની અકલ ઋજુતા પૂંઠળ પડી.

રહ્યું ઢંકાએલું ગતજીવન તોયે સ્વજન શી
ગણીને તે વિપ્રે જીવન ભરિયું શુષ્ક તનમાં,
રમાડી, સંભાળી, વધનિમિત પાળે પશુજનો
કસાઇ; આયુધો અજબ ઘડીયાં મૌન વધનાં,

કને લક્ષ્મી ન્હોતી સદન ભરવું'તું લખમીથી
મહાલક્ષ્મી એણે પગનજીક બેઠેલ નિરખી:
રૂપાળી કાયાને કનકમૃગ થૈ કૈં ખરીદવા
મરેલી સેનાનાં જીવનભરખ્યાં ભૂત ઉમટયાં.

પૃષ્ઠ પ્રારબ્ધનાં વાંચતી, ફોડતી
ચોદમા વર્ષમાં હું પ્રવેશી ચુકી,
પ્રેમનાં નેનની પાંપણો ઉપરે



પાનીઓ નચાવતાં હુંય શીખી શકી !
મ્હોરતી વેલની હું બની મંજરી
ફૂલડેફૂલડે હું સુગંધી બની;
વિશ્વની પ્રેમકુંજો પ્રફુલ્લાવવા
કૃષ્ણની કંઠલીલા કલેજે વણી.

શિલ્પીનાં ટાંકણે ટાંકણે શોભતી
કલ્પનામાં જડેલી કવિતા હતી,
પોળને પગથિયે પ્રેમની વારતા
રંગની લેખણે હું લલિતા હતી.
કોઈનાં સ્મિતમાં તારિકાની સળી
કોઇનાં હૃદયનો હું વિસામો હતી;

કોઇની ઉંઘમાં સ્વપ્નમૂર્તિ સમી
જાગતાં નેનની હું ગુલાબી હતી.

ઊંઘમાં હોઉં ત્યારે ઉષા આવતી
કોઇ જાણે નહિ તેમ બોલાવતી;
શ્વેત આકાશને રંગવું શી રીતે ?
પ્રશ્ન આ નિત્ય મારી કને લાવતી.
હું હસું: સ્મિતનાં લાખ જ્યોતિ:કણો
છાબડીમાં ભરીને ઉષા લૈ જતી,
છેક નીચી નમી પક્ષ્મની પીંછીએ
પૃથ્વીને પાટલે સાથિયા ચીતરતી.
હું કલા પ્રેમના મૂક સંદેશની
હું પ્રભા સત્યના નિર્મળા વેશની:
અશ્રુનાં પૂરમાં ઉતરેલી છતાં
પ્રેરણા કોઇના પુણ્યઆવેશની.
જન્મ્યા સૌ આવેશો કઠણ મનની શાંતિ કથળી
કરે બંધાયેલાં મિંઢળ ઘડી જોયાં-જીરવિયાં:
પછી આંસુથી પાલક જનકના પાય ભીંજવ્યા
કશુંયે ના ચાલ્યું, રૂદન અટહાસ્યે વિરમિયું.

નવી આશાઓનાં દરશન ગયાં, પંથ વિખર્યા
અને જુની કેડી પર ચરણ મૂક્યાં થથરતા
હતી ચોરી, જુઠાં વચન, જડસાક્ષી હવનની
બધાંની વચ્ચે હું પુરૂષ પડછાયાશું પરણી.

હવે જાગી ત્યારે, જગત દીઠું જૂદા વમળમાં
ઉડંતી ઇચ્છાઓ સુપરત થઈ ક્ષીણ વપુને:

નિહાળી ભાવિને નયન, ઉર, સંસાર સળગ્યાં
પડયા મારે કાને વિકલ પડઘા ચિંતવનના.
હું રડી રાખનાં ક્ષેત્રમાં એકલી
કોશ આંસુ, હજારો નિસાસા ભરી,
ઉરની ભોમકા સાવ પોચી કરી
તોય ઉગી નહિ માનવીમાં મયા.
શું ? મયા ? કઇ મયા ? ભસ્મ થૈ ગૈ દયા
ભસ્મમાંથી બન્યા દૈત્ય સૌભાગ્યના;
દૈત્ય ? હા, દૈત્ય: કૈં કુમળી જીંદગી–
આ નીચોવી નવી જીંદગી જીવતાં !

જીવવાની નવી રીત દીઠી તમે ?
ઉરબ્હોણી થતી પ્રીત દીઠી તમે ?
કાદવેકાદવે પ્રગટતી પોયણી
પ્રકૃતિપાથરી જીત દીઠી તમે ?

તપેલી પાંપણો મારી આશાએ નવચેતને
સદાની શાંતિમાં ઢાળી, ચાલી ઘોર અચેતને,
પ્રભુએ પ્રાણ આપ્યા ને પિતાએ દેહથી મઢી
પછી સંભાળવા પેલા વૃદ્ધને સોંપી વિધિએ.
મીંચે છે ફૂલડાં નેત્રો, રડે છે પંખીઓ વને,
શિલાઓ ચંદ્રિકારંગી ઝાંખી કેમ પડીપણે ?
શ્રદ્ધાનાં સ્મિતને ચૂમી પંપાળું ચિત્તની ઘડી
અટૂલી ચેતના સૂની અંતરરંગી એકલી.

સ્વપ્ન મારાં ગયાં શૂન્યતામાં શમી
પ્રેમની પૂર્ણિમા ઉગતાં આથમી:

હું હસું કોણ સાથે? રડું એકલી
વિધિએ વિષને હોઠ મૂક્યાં અમી.
હું હતી કૈંકનાં અંતરોની ઉમા
રાધિકા હું હતી ગોપીનાં વૃંદમાં;
રસિકડી રાધિકા ઉરતરસી ઉમા
આજ ન્હોતી રહી પૂર્વ આનંદમાં.
સ્ત્રી ઉમા નિજના શિવસાન્નિધ્યમાં
રાધિકા કૃષ્ણના રાસની મધ્યમાં;
શિવ ન્હોતા, ન'તી કૃષ્ણની મોરલી
એકલી હું હતી દૂર ફેંકાયલી.
મૃત્યુનાં ચર્ણ પાસે મૂક્યું માનવી
ઉર, કોઇ જને દૈત્ય હૈયું કરી:
રખડતી રાધિકા, અશ્રુમૂર્તિ ઉમા
આજ સંસારની ઘંટીએ ઘોરતી.

એ હતા જીર્ણ સૌન્દર્ય દુર્ભાગ્યનું
પુણ્ય ને મોક્ષનું એ પગથિયું હતા;
એ હતા, શું હતા? સર્વ જાણું છતાં
હૃદયના આગળા શે ઉઘાડી શકું?
લક્ષ્મીનાં નગ્ન અંગો નિહાળ્યા પછી
ઉરનું ગુપ્ત સૌન્દર્ય જાણ્યા પછી;
સુપ્ત ઊર્મિ ધીમેથી જગાડ્યા પછી
માનવી રહી શકે ના કદિ માનવી!

આવતાંવેંત હું તો ઝરૂખે ચડી
ઓરડે ઓરડે બંધ તાળાં કરી;

ના બતાવ્યું જવા દ્વાર કે ના કહ્યું
પંખિણી, આજ તું કેદખાને પડી !

હાંફતી જીર્ણ છાતીને પાટીએ હૂંફ રાખવા
લક્ષ્મીનું મ્લાન સૌન્દર્ય શોભાવા લાવિયા મને:
ચાર ચાર સ્ત્રીઓ ચાલી એનાં ચર્ણો તળાંસતી
'તું તો છું પાંચમી દારા' દિવાલો એમ બોલતી.
ચારિત્ર્યે આવતાં શંકા મૃત્યુને પ્રેમ લાવતો
ચાર ચાર ચતુરાઓ શંકાને ચક્રવે ચડી–
'તું તો છું પાંચમી' એવું ઠામણાં રડતાં હતાં,
આપણે એમ જવાનું; હૈયું ને જીવ બોલતાં.
'ચારિત્ર્યે આવતાં શંકા ?' હૈયામાં વિજળી પડી
ચાર ચાર સ્ત્રીઓ જેવી માટીની હું ય પૂતળી ?
લક્ષ્મી વેરી ખરીદેલાં ચારિત્ર્યો રક્ષનારનો
નીતિની છત્રની નીચે જીવ્યાનો અર્થ કેવડો ?

......કૈંક વર્ષો ગયાં.
વિશ્વની સાંકળી ગૂથતાં ગૂથતાં
કેટલાં ? શી તમા ચૂંથવાની બધું ?
શી મઝા પૂર્વ સંભારવામાં વધુ ?
ઉર આનંદ ન્હોતો, ન'તી વ્યગ્રતા
વર્ણવું કેમ સંસારવેઠી કથા ?
સ્થૂલ ને સૂક્ષ્મના ભેદને શોધવા
માનવીઓ રચે કેટલી વારતા ?
પૃથ્વીને પોઢણે, તિમિરને ઓઢણે
મેઘલી રાત્રિઓ કૈંક ગાળી હતી:



આભને તોરણે ચંદ્રિકા ઉગતી
આપણી ચંદ્રિકા તો નિરાળી હતી !
રાત કાળી હતીઃ

કમ્પ ન્હોતો છતાં કલ્પનાનેનમાં–
પ્રાણવ્હોણી પ્રભુતા તણાં ઘેનમાં
આજની શૂન્યતા બીકવાળી હતી.
શાંત નિઃસ્તબ્ધતાથી વધુ કારમું
ઉર હું સાચવી રાખનારી હતીઃ
વિશ્વશિલા તણો ભાર ઉપાડતી
તો ય આનંદમાં જીવનારી હતી.
રાત કાળી હતી;

રાત્રિઓ આઠ એવી જ ગાળી હતી
એક નિશ્વાસમાં કૈંક શ્વાસો જળી;
એક શ્વાસે હજારો નિસાસા દળી
દર્દની ઔષધિ ઘુંટનારી હતી.
નેનને ઉંબરે;

સ્વામીની રોગઘેરી પથારી હતી
એમની ચર્ણસેવા કરી એટલું
એક કલ્યાણ હું ઇચ્છનારી હતી.
ચર્ણસેવા ?......
......મળે હૃદયની ક્યાં દવા ?
વિચર્યો ભૂતમાં વર્ત્તમાને જવા
મૃત્યુની આંખ સામે સવારી હતી.
હું હણાયેલ ને નંદવાયેલ હું
અંધકારે વસીને મુંઝાયેલ હું;
પારકી જ્યોતને સાચવું શી રીતે ?
પંડથી પંડમાં જ્યાં બુઝાયેલ હું.

રોગીની વૃદ્ધકાયાએ ફેરવ્યું પડખું અને
વિચારોની મહાસીડી ઉતરી એમની કને,–
બેસીને હાથ ફેરવ્યો વાંસે, શિરે, કપાળપે
'પાણી આપું ?' ધીમેથી હું ઉચરી વેણ આટલાં
સ્વામીના તોરથી એણે રોપિયાં નેન નેનમાં.

'પાણી આપું ?' ફરી એની ઢંઢોળી ચિત્તતંત્રીને
હલાવી ડોક ધીમેથી ઇચ્છાને આવકારતી–
'સુકન્યા' છેક હૈયેથી શબ્દોને જીભ સીંચતી
ન'તુ કહેવું છતાં જાણે કહેવાનું કૈંક ઇચ્છતી.

'બુઝાતા કુલજ્યોતિને જાગતો નિત્ય રાખવા
હોમી મેં ચાર કન્યાઓ મૂંગાયન્તે મનુજના:'
બોલે છે કોણ આ સ્વામી ? કે રોગી કામવ્રતનો ?
શોધે છે શીદને આજે સીમાડો પ્રાયશ્ચિતનો ?

'પાંચમી હું ય એમાંની ચીલો મેં પારખ્યો પતિ'
'ના, ના, તું તો સુકન્યા છો, હું તારો અંધ સારથિ.
તારી દૃષ્ટિ પરે તો મેં, પાથરી લક્ષ્મીને ધર્યું–
હૈયું તારે પ્રકાશે, તું દોરજે અંધ ચિત્તને!'
ચિત્તને દોરવા કાજે હેતથી હાથ ફેરવ્યો
કાયાનું ગૂંચળું એનું પડ્યું'તું મૃત્યુઘેનમાં:
સ્વામી! સ્વામી! કરી પાછો સાદ જૈ ભીંતને અડ્યો
કારમી ચીસ હૈયાંની ચીરવા ચાલી વ્યોમને.

રાત કાળી બની ખૂબ બીહામણી
છેક નીચે ખરી એક તારાકણી;
ધૂળમાં જૈ પડ્યો મુગટમોંઘો મણિ
ચંદ્રનાં તેજ આડે પડી વાદળી.

એ ગયા જીવનના કુંભને ફોડીને
જીવનના સાથીઓની દયા રોળીને,
ના ગઇ લક્ષ્મી, કંદર્પક્રીડા ગઈ
જગતની વેદના મૃત્યુમાં જોડીને.

એ ગયા સ્વાર્થનાં બંધનો છોડીને
શ્રૃંખલાબદ્ધ સૌભાગ્યને તોડીને;
નુપૂરઝંકાર, કંકણતણી મંગલ–
આરતીગાન વેરાનમાં ઢોળીને,

એ ગયા કંકુને કાજળે બોળીને
મૂરછાધીન સંસાર ઢંઢોળીને:
આંખમાં છલકતી અશ્રુની ગોમતી
અશ્રુમાં જીવવું જીવનને ખોળીને.

સૌ ગયા, છો ગયા: હું રહી એકલી
એકલાં રખડશું ભસ્મને ચોળીને,
વિશ્વની ચાર દિવાલ વીંટાઇને
ભીંસવા આવતી દેહને દોડીને.
ક્યાં જવું? જીવનનો મર્મ ચાલ્યો ગયો
દુબળો તો ય શું ?
પરમ સૌભાગ્યનો ધર્મ ચાલ્યો ગયો,
હું રહી એકલી.

'કૃષ્ણને બંસરીમાંથી રાધા જડી
શિવની કલ્પનાએ ઉમાને ઘડી;
પુરૂષના પ્રેમસન્યાસની હૂંફમાં
પ્રકૃતિ નિત્ય છાયાસ્વરૂપે ખડી.'
કોણ બોલ્યું? ભીનાં નેન શોધી રહ્યાં
શબ્દનો રંગ, સુગંધ ને આકૃતિ,
કોઇ અદૃષ્ટથી ઊઘડયાં દ્વારનાં
પગથિયે પુરૂષની પ્રેમમૂર્તિ ખડી.

કોણ છો ?
રોકતા રોકતા વાણી વચ્ચે પડી
કોણ છો? કોણ છો ? ઊર્મિઓ ઊછળી;
કોણ? ક્યાંથી? અહીં શી રીતે એ પ્રભુ!
એકલી એકલી શબ્દધારા ચડી.
જે ઠરી ભાવિવેરાનને ઝાંખતી,
નજર ઘેરાયલાં ઘનદળે નાખતી,
કોણ ? ને શી રીતે ?
કૈંક તર્કોવિતર્કો કરી કાંપતી.

હું વિચારે ચડી કે થયું શી રીતે?
જેમ પુર્વે બન્યું:
ચ્યવનની વૃદ્ધ કાયા ઢળી તે સમે
ત્યાં જ યુવા મળી અશ્વિની મોકલી:
જેમ પુર્વે બન્યું તેમ આજે થશે?
કોણ જાણે પછી!
ચ્યવનની જેમ કાયા તણી કાંચળી
લૈ હરી, જીવને જોગ આ ખોળિયું
ઇશ્વરે આપિયું: હું શકું શે કળી?

ઉરના અક્ષરો ઉઘડયા આંખમાં
વાણીનાં બંધને મૌન મીઠું બન્યું,
જીવનપ્રદક્ષિણે અલખમાં ઉડવા
પાંખમેં ભેરવી એમની પાંખમાં.

કલ્પનાને મળી પાંખ સૌંદર્યની
ને કલામાં ભળી ભાવના ધૈર્યની,
પીંછીઓ જઇ પડી પ્રેમના રંગમાં
પ્રેમનો રંગ બેસી ગયો અંગમાં,
એમની કીકીએ રૂપ મારૂં હતું
એમનું રૂપ મેં અંતરે સંઘર્યું;
રીત જૂની હતી, વેણ જૂનાં હતાં,
અંતરે ઓળખ્યાં ક્‌હેણ જૂનાં હતાં.

તેજના સ્પર્શથી સર્વ તાળાં ખુલ્યાં
ઓજસે ઓજસે ઓરડા ઉઘડયા,
કિરણોનાં હલેસે હલ્યાં હોડલાં
દિલ દરિયાવનાં નીર હેલે ચડયાં.

આંગળીને અડી એમની આંગળી
નેનનાં તેજ ખેંચી રહ્યાં તે ભણી,
મૌનઆમંત્રણે પગલીઓ ઉપડી
હૃદયમાં હૃદયની ગૈ ગૂંથાઇ કડી.
આભઊંચા મીનારા તજી ઉતર્યાં
શોધતા પંથ સંસારના ચોકનો;
હું અને તેજની ભવ્ય મૂર્તિ સમો
–જીર્ણ મંદિરનો જાતરાળુ નવો–
દેવ આ લોકનો.



## ૬૭ળ

· પૃથ્વી ·

જરા હીંચકતો હતો ઉડુગણો પરે ઠેરવી
વિલક્ષ નયનો, તહ્યહાં મૃદુ સરોદ કાને પડયો;
પણે ઉઘડતી પ્રભા, તિમિર ઊતરે અંતમાં,
ધીમેથી હીંચકો નહિતર તુટી જશે હીંચકો !

નીચે ઉતરી નેન સુંદર વિલોકવા શબ્દનાં
જરાક સુખ ફેરવ્યું પણ હતું નહિ કોઈ ત્યાં !
ક્ષિતિજ મહીં ખીલતી કમલપાંદડીમાં થઈ
સુવર્ણ રજ ઊડતી ઘડીક હું નિહાળી રહ્યો.

ઉષા, પ્રિય સખિ ! કહી નયન માંડીને લ્હેરમાં,
ચડયો, પણ પડયો હતો કર પ્રિયા કહે ગીરવી !
પ્રસારું ક્યમ હું ભુજા ?
'અહીં જ છું, કને તમારી' કહી એ હસી ઊંઘમાં !
પ્રિયા ઉંઘ મહીં શકી, નિરખી વિકૃતિ નાથમાં,
જરાક વછુટેલ અંગુલિ ફરી ગુંથી હાથમાં.

૪ જાન્યુઆરી ૧૯૩૪

# કપાણી અંગુલિ

• શિખરિણી •

કપાણી અંગુલિ રુધિરમય આખું થઇ ગયું,
જરા ઘેરા રંગે ભીનું થઇ ગયું ભોંયતળિયું;
કબાટો સૌ જોયા પણ કશી જ લાધી નહિ દવા
મળ્યો ના પાટો કે, જખમમુખ બાંધું બળકરી.
કપાણી'તી કૃષ્ણ તણી જરીક જ્યારે તરજની,
પહેર્યાં વસ્ત્રોના કણકણ થકી ધા જકડવા;
હતી ત્યાં ઊભેલી સજલનયના દ્રુપદસુતા.
અહીં ન્હોતો કૃષ્ણ, દ્રુપદતનયા યે નવ હતી,
કપાયેલી મારી તરજની [illegible]ચારી ત્રફડતી!

'વળી ક્યાંથી વાગ્યું ?' પરિચિતસ્વરે સૃષ્ટિ ઝબકી,
રસોડું છોડીને ગૃહસચીવ ઊભાં સમીપ થૈ;
ન'તું ક્હેવું એને કશું ય પણ છાનું નવ રહ્યું.
જુની સાડીમાંથી લીર લગીર ખેંચી ઝડપથી,
કુંણી અંગુલિએ અધીર બની અંગુલિ જકડી;

થઇ ત્યાં તો સૃષ્ટિ જડઅજડ રોમાંચિત બધી,
મુકી દ્યો અંગુલિ, ઉરધબક આ તો ગઈ વધી.

સપ્ટેમ્બર ૧૯૩૩

# અપૂર્ણ ચિત્ર

• દ્રુતવિલંબિત •

અમી પુરેલ પ્રભા પ્રકૃતિ તણી
જલસરોવરની શીત સાંત્વના;
ક્ષણિક રંગ મનોહર સાંજના
મૂક કલાધર એ નિરખી રહ્યો.

પણ હતું જરી ચિત્ર અપૂર્ણ એ
સલિલરંગ હજી અધુરા હતા;
નયન ત્યાં જકડાઈ રહ્યાં છતાં
નવ થઇ જ છબી પરિપૂર્ણ એ.

જળ રહ્યાં પણ રંગ ગયા છુટી
નયન ત્યાં પણ તેજ ગયા ઉડી;
શરીર ત્યાં પણ પ્રાણપ્રકાશ ક્યાં?
પકડવા વિચર્યાં મૂળ રંગને!

મે. ૧૯૩૧

# શિશુ નચવૈયો

• શિખરિણી •

નમ્યાં જ્યારે છેલ્લાં રવિકિરણ કૈલાસશિખરે,
હજારો વાદ્યો લૈ નિજનિજ તણાં, અંતરગમ્યાં;
અસુરો, સુરોની હિમભુવનમાં મ્હેફીલ મળી.

રહ્યું લાસ્યે રાચી સદન, મચી સંગીત રમણા,
મદિરાની છોળો, લલિતકટિભંગો રમણીના;
ન નાચે તેને યે ચીમટીભરી સૌંદર્ય નચવે!

મદે, નૃત્યોન્માદે સુરઅસુર ભૂલ્યાં ભુવનની,
વિશુદ્ધિ-મર્યાદા, સકલ ધુણવ્યું હિમપડને;
પ્રપાતોનો પ્રેર્યો પ્રતિચરણથી પૃથ્વી ભરતો
પ્રવેશ્યો ઓચિંતો નવીન નચવૈયો નનકડો;

બધાં ઉન્મેદેલાં તણી નજર કાતીલ ચુકવી
લપાયો ખૂણામાં કુરુપ નિજ નાનું ડમરું લૈ,
બન્યા ત્યાં સંધ્યાના રસચતુરરંગો ઘટ વધુ,
હવે પેલો નાનો રસિક નચવૈયો હરખથી
ઉઠયો સ્થાનેથી, લૈ ડમરૂં કરમાં; પાયઠમકે
રહ્યો નાચી, આ શું? ડમરૂડણકે તાંડવ મચ્યું.

અરે, ત્યાંતો પેલું ડગસગ થતું શૃંગ ગિરિનું
મહા ઝંઝાવાતે સબળ હિમશિલાય ગબડી;

પડી, આવી પેલા હિમભુવનપે વીજપગલે,
ધરિત્રીને એના જખમ પડિયા અંતર લગી.

દીઠી જ્યારે જ્યારે લલિતકરુણાને અસુરથી,
દુભાતી, ચંપાતી મરણપડછાયે લય થતી;
સ્વબંધોનાં કાતીલ્ ગરલ પચવી, વજ્ર ઉચકી
કરુણાને હૈયે જીવનભર નાચ્યા પશુપતિ.

## આંસુ

- અંજની -

સુંદરતા એ કુરુપતાનાં,
ને ચારિત્ર્ય, અપવિત્રતાનાં,
કવિતા, પશ્ચાતાપ તણાં છે
આંસુઓ શીનાં.

૨૮ માર્ચ ૧૯૩૪

## નોતરું

- મંદ-સ્રગ્ધરા -

મારે હૈયે પ્રભુતા સળગી રહી'તી તે સમે આવીને તેં,
દોરી રંગો ધનુના ગગનપટપે આવવાને નિમંત્ર્યો;
ક્યાંથી આવું અજાણ્યા દ્યુતિપટપરે હું તમિસ્રે રમેલો!
જોયાં તારાં હસીને સ્મિતનરતનો ફેરવી મુખ લીધું,
ત્યારે હુંમાં પ્રભુતા સળગી રહી'તી નોતરું શીદ દીધું?

૮ એપ્રિલ ૧૯૩૪

# પાગલ

- મિશ્ર -

'ગયું ક્યહાં ચેતન, રૂપ, સુરભિ,
કોણે તને બ્હેન! ભરી અચેતને ?'
પીંખાયલી પાંખડીઓ કરે ધરી
પૂછી રહ્યો પાગલ કુંજકુંજને,

સૂકાયલાં પર્ણ જરીક હાલિયાં
વૃક્ષોતણી ડોક જરી ઉંચે ચડી;
પ્રકૃતિનાં તત્ત્વ બધાં હસી રહ્યાં
અનિલની જીભ જરીક ઊઘડી,

મીંચાઇ જાશે તુજ નેત્રપાંખડી
ત્યારે તને ફૂલનું મૃત્યુ લાધશે;
બુઝાઇ જાશે તુજ પ્રાણદીવડી
અચેતના ભીષણ નૃત્ય નાચશે.

'એ મૃત્યુમાટે વલખું પળે પળે,'
ઉચ્ચારતો પાગલ એકલો રડે.

મે ૧૯૩૧

# કાંકરી

• પૃથ્વી •

પથે દીપક ચેતવું જન સુગંધનો, અંતરે
મહાદીપક ચેતવું સકલ વિશ્વ જ્યોતિભર્યો.
દશાંગુલિ પરે પિતા, કવન તારું, તારી ગીતા.

ભર્યાં સ્મરણ ચેતવું વિશદ દૃષ્ટિ સૌંદર્યનાં
અખંડ કૃતિઓ, મહાસરજનો સ્મૃતિકારનાં;
પુરી જીવન પથ્થરે, વહી ગયા કલાસર્જકો.

મળે ન ઇતિહાસમાં ચરણચિહ્ન કે કાંકરી
કથી મનવિશુદ્ધિની, જીવનદર્દની કે કથા;
કહો, કયમ ઉકેલવી, કવણ શિલ્પીને ટાંકણે
સજીવન બની હશે. જીવનનાં નીતારી મધુ ?

ડુબ્યાં રતન વારિમાં ઉપર થૈ રહ્યાં વર્તુલો,
પૂજા વરતુલે ગઈ, રતન કર્દમે જૈ ભળ્યાં !
પુજાઈ રહી શિલ્પની અતિ અમુલ્ય કારીગરી
પરંતુ નહિ શિલ્પીને જગત અર્ઘ્ય એકે ચડયાં !

32010

૨ ઓગસ્ટ ૧૯૩૨